શ્રી મુહરી પાર્શ્વનાથાય નમ
શ્રી આત્મકમલ લબ્ધિ સૂરીશ્વરેભ્યો નમ

# સદ્બોધ સંચય

સ પાદક—
પૂ૦ પ૦ મહારાજ શ્રી પ્રવીણવિજયજી
ગણિવરના શિષ્યરત્ન મુનિરાજ
શ્રીમદ્ મહિમાવિજયજી મહારાજ

સહાયક —
ગાધી અમુલખ હેમચદ
મુ ટીંટોઈ

વિ સ ૨૦૦૦] —— [ઈ સ ૧૯૪૪

કીમત
પઠનપાઠન

નીચેના શીરનામે એક ચોપડી દીઠ દોઢ આનાનો
સ્ટાંપ મોકલનારને ભેટ મોકલવામાં આવશે—

ગાંધી મગુલાલ નેમચંદ
મુ ઈડર. એ પી રેલ્વે

અથવા

મહેતા કાન્તિલાલ રાયચંદ
ઠે૦ અમર આયુર્વેદિક ફાર્મસી મુ સાણંદ
( વાયા અમદાવાદ )

પ્રથમાવૃત્તિ નકલ ૭૫૦

મુદ્રણસ્થાન શ્રી બહાદુરસિંહજી પ્રિ પ્રેસ—પાલીતાણા.
મુદ્રક અમરચંદ બહેચરદાસ મહેતા



# બે બોલ

જીવનમાં હરકોઇ વસ્તુ કરતાં કોઇની વધારેમાં વધારે જરૂરીયાત હોય તો તે માત્ર એક સદાચારની જ ( Good conduct ) છે

સદાચાર એ અધ્યાત્મ જીવનને ટકાવી રાખવા માટે ઉત્તમ અને પુષ્ટિકારક ખોરાક છે સાચો શ્રીમન્ત સાચો વિદ્વાન્ અને અસલ શાણો પુરૂષ તે જ છે કે જેમનુ જીવન સદાચાર રૂપ પુષ્પોથી નિત્ય સુવાસિત બનુ રહે છે સદાચાર વિનાની શ્રીમતાઇ, વિદ્વત્તા કે ડીગ્રીઓ એ જ્ઞાનીની દ્દષ્ટિએ કોઈ ચીજ નથી

એક અગ્રેજ કવિએ પણ કહ્યુ છે કે —

When money is lost nothing is lost

When health is lost something is lost

When credit is lost everything is lost

અર્થાત્ જ્યારે ધન ગુમાવો છો ત્યારે સમજવું
કે કાંઇ જ ગુમાવ્યું નથી, જ્યારે તબીયતની તદુરસ્તી
જાય છે ત્યારે સમજવું કે કાંઈક ગુમાવ્યું છે, પરન્તુ
જ્યારે આપણે અમર સદાચારને ગુમાવ્યો ત્યારે સમજી
લેજો કે બધું જ ગુમાવ્યું છે આથી સિદ્ધ થાય છે
કે જીવનમાં પૈસા અને શરીર કરતાં પણ સદાચારને
સૌ કોઇએ અગ્રસ્થાન આપી તેની મહત્તાને એકી
અવાજે સ્વીકારી છે, સદાચાર વિનાના જીવનને મૃત
જીવન કહીએ તો તેમાં કશું પણ ખોટું નથી

અને તેથી જ સૌ કોઇ એ અનાદિકાળથી ઘર
કરી બેઠેલા દુરાચારોને તેમજ કુટેવો ( Bad habits )
ને તિલાંજલી આપી પોતાના જીવનને સદાચારના
આભૂષણોથી અલંકૃત કરવા તનતોડ પ્રયત્ન કરવાની
જરૂર છે સદાચારી મનુષ્યો જ્યાં જાય ત્યાં આદર
સત્કારને પાત્ર બને છે જ્યારે દુરાચારી માણસ બધાના
તીરસ્કારને પામે છે ખરેખર સદાચાર એ સુખનો
ખજાનો ખોલવા માટેની એક અપૂર્વ ચાવી છે

જીવનને સદાચારી બનાવવા માટે મુખ્યતયા

શિષ્ટ અને જ્ઞાનવૃદ્ધ પુરુષોની સંગત અતિ આવશ્યક છે, તેમજ શ્રેષ્ટ આચાર વિચારોનું સુંદર શૈલીમાં પ્રતિપાદન કરનારાં પુસ્તકોનું મનન તથા ત્યાગી તપસ્વીઓના આશ્રયે મુગ્ધ બનાવનારાં જીવન-ચરિત્રોનું સતત વાંચન પણ તેટલું જ જરૂરી છે

તેવી જ રીતે જુદા જુદા કવિવરો તેમ જ મહાત્માઓના મુખારવિન્દમાંથી ઝરતા સુંદર વચનો પણ ભવ્યાત્માઓના જીવનમાં જરૂર પલ્ટો કર્યા વિના રહેતા નથી અને તેથી જ આ નાનકડી પુસ્તિકામાં તેવા જ થોડાક વચનામૃતોનો સંગ્રહ કરવામાં આવ્યો છે, તેના પછી કેટલાક પાશ્ચિમાત્ય વિદ્વાનો તરફથી પ્રસિદ્ધ થએલા અંગ્રેજી ભાષામાં કેટલાક નિતિમય વાક્યો આપ્યા છે તે પછી કેટલાક ગુજરાતી ભાષાના દુહાઓ, સુંદર ભાવના, હિતશિક્ષા આદિનો સુંદર સંચય આપ્યો છે જે વાંચનારાઓને બોધપ્રદ થઇ પડે એવો છે

આ નાની પુસ્તિકામાં રહેલા સાહિત્યને સાદ્યંત વાંચી સૌ કોઈ પોતાના જીવનને નિર્મળ બનાવી સંપાદકના પ્રયત્નને સફળ બનાવે એ શુભેચ્છા

આ પુસ્તકના પ્રકાશનમાં જે જે ઉદાર ગૃહસ્થોએ સહાય આપી છે તેમનો આભાર માની સાથે સાથે પ્રેસદોષથી અગર તો મતિમાંદ્યતાથી જે કાંઇ ભૂલ રહેવા પામી હોય તેને માટે ક્ષમા માંગી વીરમું છું

લિ.

પ્રકાશક



## ગાંધી અમુલખ હેમચંદભાઇ
## તરફથી
## ટીંટોઇનગરે ઉજવાએલ ભવ્ય શાન્તિસ્નાત્ર

# મહોત્સવ

જૈનરત્ન પા૦ વા૦ કવિકુલ કીરિટ સૂરિમાર્તંડ
પૂજ્યપાદ આચાર્યવેશ શ્રીવિજયલબ્ધિસૂરીશ્વરજીના
શિષ્ય પૂ. પન્યાસજી મહારાજ શ્રીમદ્ પ્રવીણવિજયજી
ગણિવર તથા મુનિરાજ શ્રી મહિમાવિજયજી તથા
મુનિ શ્રી સુશીલવિજયજી ઠાણા ત્રણનુ સંવત
૧૯૯૮ નુ ચાતુર્માસ હોઇ તેઓશ્રીના ઉપદેશથી
અનેક ભવ્યાત્માઓ વિવિધ પ્રકારની ધર્મપ્રવૃત્તિમાં
જોડાઇ પોતાના આત્માનુ કલ્યાણ કરી ગયા હતા
તે સમયે ગાંધી શ્રીયુત લલ્લુભાઈ અમુલખ કે
જેઓ મહારાજશ્રીના સમાગમ થયા પહેલા માત્ર આ
લોકની કાર્યવાહી કરવામાં મશગુલ રહી ધર્મપ્રવૃત્તિમાં

પણ પશ્ચાત હતા, પરન્તુ મુનિરાજ શ્રી મહિમા વિજયજીની પ્રેરણાથી અને તેમના અવસરોચિત ઉપદેશથી તેમને ધર્મની કીમત તથા તેની જીવનમાં જરૂરીયાત સમજાતાં વિલંબ ન થયો તેમજ જીવનમાં તે દિવસથી અજબ પલટો થયો અને તેજ ચોમાસામાં નવકાર મંત્રનો તપ કરવા સાથ બીજા પણ અનેક પ્રકારના નિયમો ગ્રહણ કરવા ભાગ્યશાળી થયા

તે સમયે તેમણે પોતાના આંગણે એક ભવ્ય મહોત્સવ ઉજવવાની ભાવના પ્રકટ કરી હતી આ વાતથી પોતાના કુટુંબને વાકેફ કરતાં તેમના ભત્રીજા ભાઈશ્રી મણીલાલ નેમચંદ તથા ચીનુભાઈ નેમચંદ તથા તેમના શ્રી ભાઈ અમૃતલાલ (બાબુભાઈ) આદિ સૌએ આ ધાર્મિક કાર્યમાં પોતાની સહાનુભૂતિ બતાવી ધર્મ પ્રત્યેનો પ્રેમ પ્રકટ કર્યો હતો ધર્મના કાર્યમાં ભાગ્યશાળી અને વિવેકી આત્માઓનુ પૂર્ણ અનુમોદન હોય જ

અનુકૂળ સંજોગો પ્રાપ્ત થતાં તેમણે તે પોતાની ભાવનાને અમલમાં મુકવાના શક્ય પ્રયત્નો શરૂ કર્યા

મની સાચી અને તીવ્ર ભાવનાને સફળ કરવાને ટે જ જાણે ન હોય તેમ પૂજ્યપાદ આચાર્યદેવેશ્વ ીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ આદિ ોતાના બહોળા પરિવાર સહ આગલોડના ભવ્ય હોત્સવને ઉજવ્યા બાદ હીંમતનગર પધારી ગયા હતા, આ સમયે ટીંટોઇથી શેઠ લલ્લુભાઇ આદિ ત્રણ ચાર હગૃહસ્થો વિનંતિ માટે આવી પહોંચ્યા હતા તેમની આગ્રહભરી વિનંતિ અને મહોત્સવ ઉજવવાની ઉત્કટ ભાવનાએ મહારાજશ્રીના હૃદયને પીગળાવ્યું

ઉનાળાની સખત ગરમી તથા તબીયતની અસ્વાસ્થ્યતા આદિ કારણો હોવા છતાં તે વિનંતિનો સ્વીકાર થયો તે પછી તેઓ ઇંતોલ મુકામે પૂ. પં શ્રી પ્રવીણવિજયજી ગણિવર તથા મુનિરાજ શ્રીમદ્ પદ્મવિજયજી તથા મુનિરાજ શ્રી મહિમાવિજયજી આદિને આ પ્રસંગે પધારવાની વિનંતિ કરવા આ યા હતા જે પૂજ્ય આચાર્યદેવેશની આજ્ઞા અનુસાર સ્વીકારવામાં આવી હતી

પૂજ્યપાદ આચાર્યદેવેશ શ્રી આદિ ઇડર મુકામે

એમની સાચી અને તીવ્ર ભાવનાને સફળ કરવાને માટે જ જાણે ન હોય તેમ પૂજ્યપાદ આચાર્યદેવેશ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ આદિ પોતાના બહોળા પરિવાર સહ આગલોડના ભવ્ય મહોત્સવને ઉજવ્યા બાદ હીંમતનગર પધારી ગયા હતા, આ સમયે ટીંટોઇથી શેઠ લલ્લુભાઇ આદિ ત્રણ ચાર સદ્‌ગૃહસ્થો વિનતિ માટે આવી પહોંચ્યા હતા તેમની આગ્રહભરી વિનતિ અને મહોત્સવ ઉજવવાની ઉત્કટ ભાવનાએ મહારાજશ્રીના હૃદયને પીગળાવ્યું

ઉનાળાની સખત ગરમી તથા તબીયતની અસ્વાસ્થ્યતા આદિ કારણો હોવા છતાં તે વિનતિનો સ્વીકાર થયો તે પછી તેઓ ઇનોલ મુકામે પૂ. પ

...ીણવિજયજી ગણિવર તથા મુનિરાજ શ્રીમદ્ ...જી તથા મુનિરાજ શ્રી મહિમાવિજયજી ...પ્રસંગે ...ની વિનતિ કરવા આવ્યા ...ેશની આજ્ઞા અનુસાર

ધણા પશ્ચાત હતા, પરંતુ મુનિરાજ શ્રી મહિમા
વિજયજીની પ્રેરણાથી અને તેમના અવસરોચિત
ઉપદેશથી તેમને ધર્મની કીમત તથા તેની જીવનમ
જરૂરીયાત સમજતાં વિલંબ ન થયો. તેમના જીવનમ
તે દિવસથી અજબ પલટો આવ્યો અને તેજ ચોમાસામ
નવકાર મંત્રનો તપ કરવા સાથ બીજા પણ અને
પ્રકારના નિયમો ગ્રહણ કરવા ભાગ્યશાળી થયા

તે સમયે તેમણે પોતાના આંગણે એક ભવ
મહોત્સવ ઉજવવાની ભાવના પ્રકટ કરી હતી આ
વાતથી પોતાના કુટુંબને વાકેફ કરતાં તેમના ભત્રીજ
ભાઇશ્રી મણીલાલ નેમચંદ તથા ચીનુભાઈ નેમચ
તથા તેમના ચી ભાઈ અમૃતલાલ (બાબુભાઈ
આદિ સૌએ આ ધાર્મિક કાર્યમાં પોતાની સહાનુભૂ
બતાવી ધર્મ પ્રત્યેનો પ્રેમ પ્રકટ કર્યો હતો. ધર્મ
કાર્યમાં ભાગ્યશાળી અને વિવેકી આત્માઓનુ પૂ
અનુમોદન હોય જ

અનુકૂળ સંજોગો પ્રાપ્ત થતાં તેમણે તે પોતા
ને અમલમાં મુકવાના શક્ય પ્રયત્નો શરૂ કર

એમની સાચી અને તીવ્ર ભાવનાને સફળ કરવાને માટે જ જાણે ! હોય તેમ પૂજ્યપાદ આચાર્યદેવેશ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ આદિ પોતાના બહોળા પરિવાર સહ આગલોડના ભવ્ય મહોત્સવને ઉજવ્યા બાદ હીંમતનગર પધારી ગયા હતા, આ સમયે ઈડરથી શેઠ લલ્લુભાઈ આદિ ઘણુ આગ સદ્‌ગૃહસ્થો વિનતિ માટે આવી પહોંચ્યા હતા તેમની આગ્રહભરી વિનતિ અને મહોત્સવ ઉજવવાની ઉત્કટ ભાવનાએ મહારાજશ્રીના હૃદયને પીગળાવ્યુ

ઉનાળાની સખત ગરમી તથા તબીયતની અસ્વાસ્થ્યતા આદિ કારણો હોવા છતાં તે વિનતિનો સ્વીકાર થયો તે પછી તેઓ ઇનોલ મુકામે પૂ પ શ્રી પ્રવીણવિજયજી ગણિવર તથા મુનિરાજ શ્રીમદ્ પદ્મવિજયજી તથા મુનિરાજ શ્રી મહિમાવિજયજી આદિને આ પ્રસગે પધારવાની વિનતિ કરવા આવ્યા હતા જે પૂજ્ય આચાર્યદેવેશની આજ્ઞા અનુસાર સ્વીકારવામાં આવી હતી

પૂજ્યપાદ આચાર્યદેવેશ શ્રી આદિ ઈડર મુકામે

આગલે દિવસ જળજાત્રાનો ભવ્ય વરઘોડો અને પૂજ્ય આચાર્યદેવેશના સુંદર પ્રવચનો આદિ ધર્મ કાર્યોમાં એવો તો અપૂર્વ રસ જામ્યો હતો કે જોનારને એક વખત કહેવુ પડતુ હતુ કે આપણી જીંદગાનીમાં આ પહેલો પ્રસંગ છે

આ પ્રસંગને વિશેષ સુશોભિત બનાવવા માટે સુરતના પ્રખ્યાત ગવૈયા રેડીયો સ્ટાર માસ્તર **દીનાનાથ** તથા ખંભાતથી ધર્મનિષ્ટ ભાઈ ખુશાલદાસના અધ્યક્ષપણા નીચે શ્રી આત્મકમલ લબ્ધિ સંગીત મંડળના વિદ્યાર્થીઓ પોતાના બેંડ સાથે ખાસ બોલાવવામાં આવ્યા હતા વળી અત્રેનો ઉપાશ્રય જીર્ણ થઇ ગયેલ હોઇ તે માટે પૂજ્યપાદ આચાર્યદેવેશના ઉપદેશથી અને મુનિરાજ શ્રી **મહિમાવિજયજી**ની સતત પ્રેરણાથી અર્ધા કલાકમાં દસ હજારનો ધૃગસાદ વરસી ગયો હતો

આઠે દિવસ આ પ્રસંગે પધારેલા અનેક ગામોના સાધર્મી ભાઈઓની ભક્તિ લલ્લુભાઇએ તથા અત્રેના ઉત્સાહી સંઘે મળી બહુ જ સારીપેઠે બજાવી હતી



જૈનરત્ન વ્યાખ્યાનવાચસ્પતિ કવિકુલકિરીટ સૂરિ સાર્વભૌમ
જૈનાચાર્ય શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ

શ્રી મુહરીપાર્શ્વનાથાય નમઃ

શ્રી આત્મકમલ લબ્ધિસૂરીશ્વરેભ્યો નમઃ

अन्तरङ्गं, महासैन्यं, समस्तजनतापकं,
दलित लीलया येन, केन चित्त नमाम्यहं.

# સદ્બોધ સંચય

સર્વ જગતનુ કલ્યાણ થાઓ, પારકાનુ હિત કરવામા સૌ રક્ત બનો દરેક પ્રાણીના દોષ માત્રનો ક્ષય થાઓ હુ કોઇનો દુશ્મન નથી મારો કોઇપણ દુશ્મન નથી સૌકોઇ મારા મિત્રો છે દુશ્મનાવટની કલ્પનાને મારા ભેજામા સ્થાન નહિ આપુ આ મૈત્રી ભાવનાનુ હમેશ રટન કરો જેથી ભવઅટન બધ થાય

પૂર્વના પ્રબળ પુણ્યોદયથી પ્રાપ્ત કરેલા વૈભવ વિલાસોમા મહાલતા મનુષ્યોને દેખી હુ કદી ઇર્ષ્યા કરીશ નહિ, સુખી આત્માઓને દેખી હું આનદ પામીશ ગુણવાન આત્માઓના ગુણોને જોઇ મોરૂ હૃદય નાચશે, ધર્મી આત્માઓના માર્ગમા આવતા કટકોને યથાશક્તિ દૂર કરવા પાછી પાની નહિ કરૂ આ પ્રમોદભાવના રોજ ભાવનાર ભવોભવમા પ્રમોદ જ પામે છે

* * *

દુખીઓના દુખોને દૂર કરવામા હુ મારા તન ધન અને મનનો સદુપયોગ કરતા નહિ અચકાઉ અધર્મીને ધર્મી બનાવી અને દરીદ્રીને દરિદ્રતામાથી મુક્ત કરી, દ્રવ્યદયા અને ભાવદયાના ઝરાને હમેશા હુ વહેતો રાખવા પ્રયત્ન કરીશ.

* * *

આ કારૂણ્ય ભાવનાને ભાવનારો કોઇની જીરનો નથી

" જગત જીવ હે, કર્માધિના અચરિજ કછુ અ ન લીના " આ વાકયાનુસાર જગતના તમામ જીવો કર્માધિન હોઇ તેઓમા દોષનો સભવ હોવો એ કાઇ આશ્ચર્યકારક ઘટના નથી, દોષો સહેજે પ્રાપ્ત થાય છે ગુણોની દુર્લભતા હોય છે વીતરાગ પરમાત્મા સિવાય કોઇ સપૂર્ણ ગુણી મળવો મુશ્કેલ છે ગુણો અવગુણોથી સૌ કોઇ ભરેલા છે, માટે કૃષ્ણ મહારાજાની માફક દરેક વસ્તુમાથી ગુણ ગ્રહણ કરતા શીખીશ અને વિપરીત વૃત્તિવાળા અગર અધર્મી આત્માઓના તરફ ઘૃણાની નજરે જોવાની મારી કુટેવને દૂર કરવા સાથ તેમની સાથે હુ કદીપણ દ્વેષભાવ નહિ કેળવુ આ માધ્યસ્થ ભાવના ભાવનારો જલદી સ્વર્ગસ્થ અગર મોક્ષસ્થ બની શકે છે

* * *

સસારરૂપી બીજના અ કુરાને ઉત્પન્ન કરવાના

કારણભૂત રાગ અને દ્વેષ જેમના મૂળથી ક્ષય પામ્યા છે તેનેજ પરમાત્મા તરીકે માનો

*　　*　　*

હિંસા, જુઠ, ચોરી, મૈથુન, પરિગ્રહ અને રાત્રિભોજનના સર્વથા ત્યાગી હોવા સાથ વીતરાગ પરમાત્માની આજ્ઞા મુજબ ત્યાગનોજ ઉપદેશ આપનારા તથા ગૃહસ્થોની સંસારી ચિંતાઓથી દૂર રહેનારા સુ સાધુઓ કહેવાય છે

*　　*　　*

દુર્ગતિમા પડતા પ્રાણીને બચાવી સદ્ગતિમા સ્થાપન કરે તેનુ નામજ ધર્મ

*　　*　　*

જેમ શરીરને ટકાવવા માટે અન્નની જરૂર છે તેમ આત્માની ઉન્નતિના કારણભૂત અધ્યાત્મજીવનને ટકાવવા માટે ધર્મની તેથી વધુ જરૂરી યાત છે

અનાદિકાળથી જન્મ મરણના કારમા રોગોથી પીડાતા આત્માને તે રોગોથી મુક્ત કરવો એજ મનુષ્યભવથી આરાધવા લાયક સૌથી શ્રેષ્ઠ કર્તવ્ય છે

* * *

વિશાળ જિનચૈત્યો અને અનુપમ જૈન તીર્થો એજ વિશ્વના સાચા સેનેટેરીયમો, લેબોરેટરીઓ અને ભાવરોગ મટાડનારી સાચી હોસ્પીટલો છે

* * *

વિજ્ઞાનમા અને વૈભવવિલાસમા આગળ વધેલી દુનિયા એ વાસ્તવિક આગળ વધેલી નથી પરન્તુ આત્મવાદને પીછાણી ધર્મમા આગળ વધેલી દુનિયા પઠિત મૂર્ખોની દૃષ્ટિએ પાછળ ગણાતી હોવાછતા વાસ્તવિક એજ આગળ વધેલી છે

* * *

અર્થ અને કામની ઉન્નતિ એ સાચી ઉન્નતિ નથી પરન્તુ અવનતિ છે આત્માની ઉન્નતિ એજ સાચી ઉન્નતિ છે

જે પુરૂષોના ધર્મવિનાના દિવસો આવે છે અને જાય છે તે લુવારની ધમણની માફક શ્વાસ લેવા છતા મરેલા જેવાજ છે.

* * *

શરીર અનિત્ય છે, વૈભવવિલાસો હમેશા સ્થિર રહેનારા નથી તેમજ મૃત્યુ દિન પ્રતિદિન નજીક આવતુ જાય છે આ ચાર પોઇન્ટો જેના હૃદય પર કોતરાઇ ગયા છે તેઓ ધર્મનો સગ્રહ સહેલાઇથી કરી શકે છે

* * *

દુર્જનનો સસર્ગ છોડો, સાધુનો સમાગમ કરો અને રાતદિન પુણ્યને ઉપાર્જન કરવા પ્રયત્ન કરો અને જગતના નિત્યાનિત્ય પદાર્થોનો ખ્યાલ કરો આ મનુષ્ય જન્મની સફળતા કરવાના સુદર સાધનો છે

* * *

દુનિયાના મનુષ્યો ધર્મના ફળરૂપ સુખની-

ચાહના કરે છે પરન્તુ ધર્મથી હજારો કોશ દૂર ભાગે છે અને પાપનું ફળ જે દુખ તેથી ડરે છે છતા પાપ કર્મો આદરપૂર્વક કરે છે આ વિપરીત દશા ટળે નહિ ત્યાસુધી કદાપિ સુખ મળે નહિ

*　　　*　　　*

અનાદિકાળથી પરિભ્રમણ કરતા જગતના પ્રાણીઓને વિષયોની સામગ્રી ક્રોડો વખત મળી ચુકી છે, હજારો વખત સપદાઓ સાપડી છે, સેંકડો વખત રાજ્યની પણ પ્રાપ્તિ થઇ છે માત્ર ધર્મ કદાપિ મળ્યો નથી માટે દુર્લભ એવા ધર્મમા તનતોડ ઉદ્યમ કરવાની જરૂર છે

*　　　*　　　*

ધન, સ્વજન, કુટુબ આદિનો નાશ થતા મૂઢ પુરૂષો અત્યત શોક કરે છે, પરતુ ત્રણ લોકના ઐશ્વર્યના સાટે પણ જે મનુષ્યભવનો એક ક્ષણ મળવો પણ દુર્લભ છે એવા માનવભવનુ આયુષ્ય ક્ષય થઇ જાય છે તેને માટે પશ્ચાતાપ કોઇ વીરલાઓજ કરે છે.

સંસાર ભયંકર કેદખાનું છે, વિષયો હળાહળ ઝેર જેવા છે અને દુનિયાદારીની વાસના આત્માના માટે અહિતકર છે એમ માન્યાવિના આત્મકલ્યાણ થવું એ આકાશ કુસુમવત્ છે

*    *    *

સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ રત્નત્રયીના ભાજનરૂપ મનુષ્યપણામાં પાપ કર્મ કરવું એ સોનાની થાળીમાં ધૂળ ભરવા જેવું છે

*    *    *

પૃથ્વી ઉપરના રાજા ગયા, જાય છે અને જશે પરંતુ પૃથ્વી કોઇ સાથે ગઇ નથી

*    *    *

ધનથી દાન, વાણીથી સત્યવચન, આયુષ્યથી કીર્તિ અને ધર્મ તથા અસાર કાયાથી પરોપકાર જો કરી લેવાય, તોજ તે તે વસ્તુ સાફલ્યાનીકતા કરી કહેવાય

ચરબી, માંસ, રૂધિર અને મલમુત્રથી પરિપુર્ણ, ચામડાથી મઢેલ હોવાથી માત્ર ઉપરથીજ શોભાને આપનારી, ચમારના કુંડ જેવી આ દુર્ગંધી કાયામાં મૂઢ પુરૂષોજ પ્રેમને ધારણ કરે છે

* * *

સ્વ પ્રશંસા અને પારકી નિંદા કરનારાઓનો આ જગતમાં તોટો નથી પરંતુ સ્વનિંદા અને પારકી પ્રશંસા કરનારાઓ કોઇજ ભાગ્યશાળી હોય છે

* * *

સમુદ્ર જેમ પાણીથી અને અગ્નિ જેમ ઇંધનથી તૃપ્તિ પામતો નથી તેમ આ જીવ પણ વિષયોથી કદાપિ તૃપ્તિ પામતો નથી માટે વિષયોની તૃષ્ણાનો અંત લાવવા માટે તેના ત્યાગની જરૂર છે

* * *

હિતને નહિ સાંભળનારોજ બહેરો છે, અકાર્યમાં રક્ત રહેનાર આંધળો છે, અવસરે પણ

નહિ બોલનાર વાસ્તવિક મુંગો છે અને ધર્મમા ઉદ્યમ નહિ કરનારો પાંગળો છે

*　　*　　*

પારકાના મેલને ધોબી પૈસા લઈને સાફ કરે છે જ્યારે નિંદક બીજાની નિંદા કરી તેના પાપમલને વિના પૈસે સાફ કરે છે બેમા અક્કલવાળો કોણ ?

*　　*　　*

પોતાનો ઉત્કર્ષ (બડાઈ) બનાવવા બીજાના અવગુણ ગાઈ તેનો અપકર્ષ (હલકાઈ) બતાવવા પ્રયત્ન કરવો એ એક જાતની અધમવૃત્તિ છે

*　　*　　*

દેવો વિષયવિલાસમા રક્ત છે, નારકીઓ ઘોર દુઃખોથી પીડીત છે, તીર્યંચો વિવેકવગરના છે ...ની સામગ્રી માત્ર મનુષ્ય ભવમા છે માટેજ ... દુર્લભતા મનાય છે

વ્યાપારની મોસમ એક વર્ષ નિષ્ફળ જાય તો બીજે વરસે તેની તક સાપડે છે પરન્તુ મનુષ્યભવની મોટી મોસમ જો ધર્મકમાણી વિના નિષ્ફળ ગઇ તો તે તક મળવી અત્યત દુર્લભ છે

*  *  *

તલમા જેમ તેલ, પુષ્પમા સુગધ અને દુધમા ઘી ચક્ષુથી નહિ દેખાતા હોવાછના તે તે વસ્તુ તેમા હોય છે તેમ આત્મા પણ ચર્મ ચક્ષુથી નહિ દેખાતો હોવાછતા તે તે ચેષ્ટાદ્વારા આત્માની હયાતિ સાબીત થાય છે

*  *

કુતરો લાકડી મારનારને છોડી દઇ લાકડીને બચકુ ભરે છે, જ્યારે સિંહ બાણને બચકુ નહિ ભરતા તેના મારનારને પકડવાનો પ્રયત્ન કરે છે, તેમ અજ્ઞાની મનુષ્ય પોતાનુ નુકશાન કરવામાં નિમિત્તભૂતનારને નુકશાનમા ઉતારવાને પ્રયત્ન કરે છે જ્યારે જ્ઞાની મનુષ્યો નિમિત્તનો દોષ નહિ

કારકના પોતાના અશુભ કર્મનો નાશ કરવા પ્રયત્ન કરે છે

* * *

દાંતવિનાનો હાથી, વેગવિનાનો ઘોડો, ચંદ્રવિનાની રાત્રિ, મીઠાવિનાનું ભોજન, ગુણવિનાનો પુત્ર, ચારિત્ર વગરનો યતિ, સુગંધવિનાનું પુષ્પ, પાણીવિનાનું સરોવર, છાયાવિનાનું વૃક્ષ અને દેવવિનાનું મંદિર જેમ શોભાને પામતા નથી તેમ ધર્મવિનાનો મનુષ્ય પણ શોભાને પામતો નથી

* * *

ફળવિનાના વૃક્ષોને પક્ષીઓ, સુકાય ગયેલા સરોવરને, સારસો, વાસી પુષ્પોને ભમરાઓ, બળી ગયેલા વનને મૃગલાઓ, નિર્ધન મનુષ્યને ગણિકા અને ગાદીથી ભ્રષ્ટ થએલા રાજાને પોતાના નોકરો પોતાનો સ્વાર્થ નષ્ટ થતા તરતજ છોડી દે

તેમ હે ચેતન! તને પણ તારા સ્વાર્થી સગા

[illegible] તારી પાસેથી સરતો સ્વાર્થ બંધ થતા

છોડી દેતા વિલબ નહિ કરે માટે સ્વાર્થીસ્નેહી-ઓને માટે તુ તારા આત્માનુ શામાટે અહિત કરી રહ્યો છે? જરા વિચાર તો કર

* * *

ત્યાગ કરવા લાયકનો ત્યાગ કરો, કરવા લાયક કાર્યને કરો, પ્રશ સા કરવા યોગ્ય વસ્તુ-નીજ પ્રશ સા કરો અને સાભળવા લાયક વસ્તુને જ સાભળો આ ચાર શિખામણને અમલમા મૂકનાર ચારગતિનો અ ત જલદી કરી શકે છે.

* * *

જ્ઞાની હોવા સાથ વિનિત હોય, શોભાગ્ય-શાલી હોય તેની સાથે સદાચારી હોય, પ્રભુતાની સાથે ન્યાયી હોય, ધનાઢ્ય હોવા સાથ દાનેશ્વરી હોય અને બળવાન હોય તેની સાથે શાત હોય તો એ પાચે મહાપુરુષો ભૂમિ ઉપર કલ્પવૃક્ષ સમાન છે

દુઃખના અનુભવીઓને દુઃખનું જે ભાન હોય છે તે દુઃખના શાસ્ત્ર ભણનારાને હોતું નથી

* * *

આજના જડવાદનો ઝેરી પવન તમારી શ્રદ્ધારૂપ વૃક્ષને જમીન દોસ્ત ન કરી નાખે એની ખાસ કાળજી રાખજો

* * *

હિત શિક્ષાને સાંભળતા જેનો આત્મા ક્રોધાતુર થાય છે તો સમજવું કે તેની ભાગ્યદશામાં લોપાયું છે

* * *

કર્મજન્ય વિચિત્રતાથી ભરેલી દુનિયાને એક સરખી બનાવવાની ભાવના એ મહા મૂર્ખાઇ છે

* * *

ચી વસ્તુની રક્ષા માટેનો પ્રયત્ન એ અપરો
ના સન્માર્ગનો સાચો પ્રેમ છે

પોતાના સંતાનને ધર્મ માર્ગમા જોડનાર એજ સાચા માતપિતા છે

* * *

મુખ ઉપર રહેલા ડાઘને જેમ આરિસો બતાવે છે તેમ આત્મામાં રહેલા ડાઘને આગમ શાસ્ત્ર બતાવે છે માટે તેનો પણ ઉપયોગ કરતા શીખો

* * *

તારા માર્ગમા કોઇ દુર્જન કાંટા નાખે તો તેના બદલામા તુ ફુલ બીછાવી તારી સજ્જનતાને સાચવી રાખજે

* * *

પુર્વના પાપાનુબંધી પુન્યના ઉદયથી કદાચ હજારો રૂપીયા ખર્ચી બેરીસ્ટર આદિની મદદથી આ કોર્ટમાથી બચી જશો પરન્તુ કર્મ કોર્ટમાં કોઇ બેરીસ્ટર ઉભો રહેશે નહિ ત્યાંતો કર્મનો બદલો ભોગવવો જ પડશે, આ વાતને ભુલશો નહિ,

ભવિષ્યમા થનારા નુકશાનના ભયથી બીલ્કુલ વેપાર નહિ કરનારો જેમ દરિદ્રી રહે છે તેમ પ્રતિજ્ઞા તુટી જવાના ભયથી વ્રત પચ્ચખ્ખાણ નહિ કરનારો પણ તેનાથી થતા ધર્મથી વિમુખ રહે છે

*   *   *

શરીરમા રહેલા ડાઘને દૂર કરવાની જેટલી કાળજી છે તેટલી આત્મામા રહેલા અનેક પાપાચારરૂપી ડાઘોને દૂર કરવાની કાળજી છે કે નહિ એટલુ તમારા આત્માને પુછી જોજો

*   *   *

લોકોની ખોટી નિંદાને આધીન થઇ સત્કાર્યને છોડવુ નહિ

*   *   *

આત્માની મલીનતા એજ અશુચિ છે

*   *   *

મનુષ્યોને અછતા ગુણોની પ્રશસા સાભળવી

ામે છે પરન્તુ છતા દોષોની નિંદા સાભળવી ગમતી નથી

* * *

ગુણી પ્રત્યે ગુણબુદ્ધિથી જે દિવસે રાગ ધરશે તે દિવસથી આખુ જીવન પલટાઇ જશે

* * *

દુર્જનને સજ્જનના ગુણો પણ દોષરૂપે દેખાય છે

* * *

મણીથી શોભતા સર્પની માફક વિદ્યાથી અલકૃત થએલા દુર્જનને છોડી દેવામા વિલબ કરવો નહિ

* * *

સયોગને આધીન થવામા નહિ પરતુ સયોગને પોતાને આધીન કરવામા ખરૂ આત્મબળ તથા હોશિયારી છે

દરેક મનુષ્યે પોતાની ચારે બાજુ જ્ઞાનગર્ભિત વૈરાગ્યના વિચારો તથા વાતાવરણ એવી રીતે ગોઠવી રાખવા કે ગમે તે વખતે આત્મજાગૃતિ થાય

*        *        *

મનમા એક વાત અને વચનમા બીજી વાત એવી કુટીલતા ત્યજી દઇ મનમા જે હોય તેજ કહી દેવાની ટેવ રાખો

*        *        *

સારા સારા ઉત્તમ ગ્રન્થોનુ વાચન મનન-આપણી આશા હિંમત અને શ્રદ્ધાને જગાડે છે, દુ ખો મટાડે છે, તુચ્છ આનદનો મોહ ઓછો કરે છે વિચાર અને જીવન ઉજ્જવળ બનાવે છે માટે નોવેલ આદિ ખરાબ પુસ્તકોને છોડી ધાર્મિક પુસ્તકનો સચય કરો

*        *        *

ઉદાર આત્મા આપીને શ્રીમત બનશે અને જુસ સગ્રહ કરી રક બનશે

ઇચ્છા કરશો નહિ, માગશો નહિ છતા પણ જે પુણ્યનો ઉદય હશે તો સહેજે મળી જશે અને પાપનો ઉદય હશે તો માગશો તો પણ મળવાનુ નથી

*　　*　　*

વિષયની લાલસા અને લક્ષ્મીનો અતિ લોભ એ આત્માને પાયમાલ કરનારી વસ્તુઓ છે

*　　*　　*

ઉદાર બનો પણ ઉડાઉ ન બનો

*　　*　　*

સાચા અને શુદ્ધ બનવા સલાહ આપવી. એ સહેલ છે, પરતુ સાચા અને શુદ્ધ બનવુ એ વધારે મુશ્કેલ છે

*　　*　　*

જે વખતે જે વસ્તુ મળી આવે તેનાથી સતોષ માની ચલાવી લેવાની ટેવ પાડો

વાદની કેળવણી વિના આપણો અને સર્વનો વિનાશ થઇ જશે એમ બોલતા શીખો

* * *

વિનાશી શરીરની ખબર લેનારા મળશે પણ આત્માની ખબર લેનારા નહિ મળે, સાચા (સગા) સ્નેહીઓ આત્માની ખબર પુછનારાઓ જ છે

* * *

પ્રશસાની ઇચ્છા રાખો નહિ પણ પ્રશસા થાય તેવા કાર્યો કરો કીર્તિ સત્કાર્યની સાથેજ રહે છે

* * *

મહોટાઇનુ માપ ઉમ્મરથી કે શ્રીમતાઇથી નથી નીકળતુ પણ અક્કલથી કે ઉદારતાથી અકાય છે માટે ડાહ્યા અને ઉદાર બનો

* * *

તલવારની કીંમત મ્યાનથી નથી થતી પરન્તુ ધારથી થાય છે, તેમ માણસની કીંમત ધનથી નહિ પણ સદાચારથી થાય છે

મ્હોટાઇ પામ્યા પછી ગરીબોના ઉપર દયા રાખવાના બદલે તેને ચુસી ખાનારો સેતાન છે સેતાનના માથે કાંઇ શીંગડા ઉગતા નથી

* * *

બીજાને ઠપકો આપો તેજ અવગુણ પોતાનામા હોય તો તેને પ્રથમ દૂર કરવા પ્રયત્ન કરજો તે પછી તમારા ઠપકાની સામાના ઉપર સુંદર અસર થશે

* * *

અનેક યુદ્ધોમા જીત મેળવનાર યોદ્ધા કરતા પાચ ઇંદ્રિય અને મન ઉપર વિજય મેળવનાર મહાન યોદ્ધો ગણાય છે

* * *

તપ અને સયમ એ સસાર રોગનુ પરમ ઔષધ છે

* * *

વૈરાગ્યનો શત્રુ એ સ્રી વીરનો શત્રુ છે

સાચી સ્વતંત્રતા માત્ર મોક્ષમાંજ છે

*

આત્મમુક્તિની આડે આવનારા જગતના હિત શત્રુઓ છે

*

દુનિયા ખાતર ધર્મને ઠોકરે મારનાર સ્વામી દ્રોહનાપાતકી છે

*

આત્મકલ્યાણુની સાધના એ મનુષ્ય માત્રનો જન્મ સિદ્ધ હક છે

*

અર્થ અને કામનો ઉપદેશ આપનાર સાધુ મુક્તિ માર્ગનો ચોર છે

*

ધર્મના ફળ રૂપે અર્થ કામની અભિલાષા કરવી એ ચંદનના કાષ્ટને બાળી ભસ્મ કરવા જેવુ છે

વિષયોનો વૈરાગ, કષાયનો ત્યાગ, ગુણીજનોનો અનુરાગ અને મોક્ષસાધક ક્રિયામા અપ્રમાદ એ શિવસુખને પ્રાપ્ત કરવાના સાધનો છે

* * *

એટલા સહનશીલ અને ગભીર બનો કે જેથી ગમે તેવા સયોગોને નીભાવી લેવાય

* * *

જ્યા ખુદ દેહ તારો નથી, ત્યા પછી બીજાને પોતાના ગણી શચે છે, નાચે છે એ શુ તારી અણુસમજ અને બુદ્ધિમદતાનો પુરાવો નથી ? વસ્તુ માત્ર અસ્થિર અને નાશવાન છે, તો પછી એનો મોહ રાખવો એ આખ છતા આંધાપો છે, બુદ્ધિ છતા બેવકુફી છે

* * *

લક્ષ્મીના હાસને તથા ભોગના ભુખ્યાને ધર્મનો વિચાર અગર પરલોકનો વિચાર આવવો અત્યત કઠીન છે

સત્તા કે સુવર્ણથી ભવસાગર તરાતો નથી ઉલટ એ તો ભારરૂપ થઇ ડુબાડે છે, ત્યાગથી ભવસાગર તરાય છે

* * *

પ્રભુ જેવા સંપૂર્ણને પણ વખોડનારા દુનિયામાં મળી આવે છે તો પછી તારાં મારા જેવા અધુરાને વખોડે તેમાં શી નવાઇ ? સમભાવી બની સન્માર્ગને છોડીશ નહિ

* * *

મનુષ્યો આ પાપીપેટ માટે શેઠની આજ્ઞાને આધીન બની જેટલી ગડધામ કરે છે, તેનાથી પ્રભુની આજ્ઞાના પાલન માટે અરધી દોડધામ કરવામાં આવે તો દુખના દહાડા જોવા ન પડે

* * *

ખોટી ખુશામત કરી બીજાને આડે રસ્તે ન દોરો, સાચી વસ્તુનું ભાન કરાવો ખોટું કહી કોઇને અંધારામાં નહિ રાખો

હોય એવા દેખાવું એ મગનતા અને હોય એવા ન દેખાવું-કે વિશેષ દેખાવું એજ કુટિલતા

* * * *

મનની નિર્બળતા એ કાંઈ દયા નથી, હૃદયની ભિરૂતા એ કાંઈ ક્ષમા નથી, તેમજ પ્રવૃત્તિ કે પ્રગતિનો અભાવ એ સંતોષ નથી

* * * *

લોભ પાપનો પિતા અને તૃષ્ણા પાપની માતા છે

* * * *

જીવન ઘટના લોટની માફક કેળવો તેમ કેળવાય, કેળવનાર ચતુર અને સંસ્કારી જોઈએ, કેળવે તો દિવ્ય આનંદ, નહિ તો એળે તો જાય છે વૃત્તિઓને મારી, વાસનાઓને વિચ્છેદી જે વિકારોને જીત્યા તેજ આત્મા સમાન છે તેને ઘેર નાચું આત્મ સ્વરાજ્ય છે

વિપત્તિ તો વિશેષ આવકારદાયક છે, વિપ
ત્તિમા પ્રભુની જેટલી સ્મૃતિ રહે છે તેટલી સ્મૃતિ
સપત્તિમા રહેતી નથી

* * *

અહકાર અને દભ, ઉર્ધ્વગમનની પાખો કાપી
માનવને નીચે કાદવમા ભુડની પેઠે ખુચ્યા રાખે છે

* * *

માખણ છાશમા રહ્યા છતા ઉપર તરે છે તે
કઇ એની સાથે ભળી કે ડુબી જતુ નથી તેમ
સમ્યગ્દૃષ્ટિઆત્મા સસારમા રહ્યો છતો તેમા
ભળી જઇ પોતાનુ સત્યસ્વરૂપ ભુલતો નથી

* * *

ભીખ માગીને પેટ ભરવુ એ એક ખરાબ
વસ્તુ છે, તેનાથી પણ બીજાને લુટીને, ચુસીને
અનિતિથી પેટ ભરવુ એ તેથીએ વધારે ખરાબ છે

* * *

જેનુ જેટલુ શીલ ચોકખુ તેટલો દોષ તેને
ખુચે જેમ આખમા પડેલુ કણુ

વકીલ, બેરીસ્ટર, ડોકટર કે આ ઇ સી એસ આદિ ડીગ્રીઓના કાળા પાટીઆ તારી આખ બધ થતા તારા ઘરના આગણે લટકતા રહેશે અને તે તે સત્તાના પાવરથી ગુજારેલા જુલ્મરૂપ કાળા કૃત્યને ભોગવટો આવતા ભવમા તારે કરવો પડશે, ત્યા ધર્મ સિવાય તારી ડીગ્રીઓ તારો બચાવ નહિ કરે

* * *

વીતરાગ પ્રભુએ શાસ્ત્રમા ફરમાવેલ ઉદ્યાપન ઉપધાન, સઘ, અઠ્ઠાઇ મહોત્સવ આદિ એકાતે કલ્યાણ કરનારી પરમ પવિત્ર ધાર્મિક ક્રિયામા ભાગ્યશાળીની લક્ષ્મીના થતા સદ્ગ્યયને ધુમાડો કહેનારાએ સમજવુ જોઇએ કે અમારી બુદ્ધિનો ધુમાડો થઇ ગયો છે નહિ તો પ્રભુ કથિત આવી શુભ ક્રિયા માટે આવા અધમ વિચારો હોયજ નહિ

* * *

તમામી જરૂરીયાતોને જીવનમા ઓછી કર-

વાથી "ખર્ચ પુરં પડતુ નથી" આ ફરીયાદ મો
નાગે નાબુદ થશે

* * *

ચોર, બાળક દુર્જન, વેશ્યા, યુત અને
રાજા આટલા જણ પારકી પીડાને જાણતા નથી

* * *

પ્રાયે કરીને ક્ષત્રિયોનુ દ્રવ્ય ઘોડા, હાથી
અને હથિયારમા, કૃપણોનુ દ્રવ્ય ભૂમિમા, ખેડુ
તોનુ દ્રવ્ય ખેતીમા, વ્યસનીનુ દ્રવ્ય સ્ત્રી, જુગાર
અને ચોરીમા, વેશ્યાનુ દ્રવ્ય શૃગારમા, વણિ
જનનુ વ્યાપારમા, પાપી મનુષ્યોનુ મદ્ય માસમા
પરતુ પુણ્યશાળી પુરુષોનુ દ્રવ્ય, ધર્મ ઉન્નતિના
નાર્થમા વપરાય છે

* * *

ખાવા પીવા માટે, હરવા ફરવા માટે, વાતો
ગપ્પાં માટે હે મૂર્ખ ! તને ફુરસદ મળે છે ! મા
પૂજા, સામાયિક, પ્રતિક્રમણ અગર તો વ્યાખ્યાન

શ્રવણુ જેવી પવિત્ર ,અને તારક ક્રિયા માટે તને પુરસદ નથી આ તારૂ બોલવુ એ, તો ધર્મક્રિયા ઉપર તારી કેટલી રૂચિ છે તેને જણાવનાર માપકયત્ર છે

*  *  *

કળા તો એને કહીએ કે જે આત્માના આડે અજ્ઞાનનુ આવરણુ પડેલુ છે તેને ખસેડે અને પરમાનદ પ્રાપ્ત કરાવે

*  *  *

ઇજ્જત અને આબરૂ જેને છે તે નિર્ધન હોવા છતા ધનવાન છે અને ઇજ્જત અને આબરૂ વિનાનો માણુસ ધનવાન હોવા છતા કગાલ છે

*  *  *

માણુસ ધનમાલના જોખમની જેટલી સભાળ રાખે છે તેટલી આત્માના જોખમની કાળજી રાખે તો ખરા ઉદયનો માર્ગ હાથમા આવ્યા વિના રહેતો નથી

પાપ કરવુ પડતુ હોય ત્યાં એ પશ્ચાતાપ
રજો પણ પાપનો બચાવ તો નજ કરતા

*　　　*　　　*

પાપ કરતા થાબડનારા બહુ મળશે પણ
ા પાપનો વિપાક ભોગવવાના અવસરે સાથ
ેનાર કોઇજ નહિ મળે

*　　　*　　　*

કુટુબમા સુસસ્કાર નાખતાં શીખો અને
ટુબમા પરસ્પર ધર્મની વાત કરતા શીખો



# પાશ્ચિમાત્ય વિદ્વાનોના કેટલાંક બોધદાયક વચનો.



1 Care more for others than for your self

તમારી જાત કરતા બીજા માટે કાળજી વધુ રાખો

* * *

2 Remember that your life's mission is something higher and nobler

યાદ રાખજો કે તમારા જીવનનું કાર્ય તમો ધારો છો તેના કરતા કંઇક ઉચ્ચ અને ઉમદા છે

* * *

3 Keep your heart as glossy and white as diamond

તમારૂં હૃદય હીરા જેવું ચળકતું અને સફેદ રાખો.

4 Purity of mind is the most essential thing for a man to be great

માનસીક પવિત્રતા એ મોટા માણસ થઇ માટે સૌથી ઉપયોગી વસ્તુ છે

* * *

5 Remember that this world is full of danger difficulties and disappointments but have Courage and you will be safe

એટલુ યાદ રાખજે કે આ જગત ભય, મુસીબત અને નિરાશાથી ભરેલુ છે, પરંતુ હીમત રાખો તો તમો નકી સલામત છો

* * *

6 Forgive and forbear

માફી આપો અને ખામોશ ખાતા રહીઓ

* * *

7 Remember that the world is a

mirror and your actions good or, bad are seen in it

યાદ રાખજો કે આ જગત એક આરીસો છે જેમા તમાના સારા અગર બુરા કાર્યો દેખાડ આવે છે

* *

8 Remember that pains, unrest, and sorrow are the shadows of life

યાદ રાખો કે દુખો, બેચેની અને દીલગીરી એ જીવનના પ્રતિબિંબો છે

* * *

9 Think before you speak and look before you leap

બોલતા પહેલા વિચાર કરો, અને કુદતા પહેલા જુઓ

* * *

10 Remember that authority is not to crush others

યાદ રાખજો કે સત્તા અગર અધિકાર બીજાને લુંટી નાખવા માટે નથી

* * *

11 Care more for virtues than for money

પૈસા કરતા સદ્‍ગુણો માટે વધુ કાળજી રાખો

* * *

12 Have equal eyes towards all

સઘળાને સરખી નજરથી જુઓ

* * *

13 Utter not a word of despair but work with Zeal and fruit you are sure to attain

નિરાશાનો એક શબ્દ પણ નહિ બોલો, પણ ઉત્સાહથી કામ કરો અને તેનુ ફળ તમોને જરૂર મળશે

* * *

14 Let this be your motto that what is truth is mine

ચાચુ એ મારૂ એજ તમારો સિદ્ધાત હોવો જોઇએ

*　　*　　*

15 Love others and you will be loved

તમો બીજાને ચાહો તો બીજા તમોને જરૂર ચાહશે

*　　*　　*

16 Enmity and jealousy are the roots of misery

અદેખાઈ અને ઇર્ષ્યા એ દુ ખના મુળો છે

*　　*　　*

17 Try to mitigate the distress of poor and miserable

ગરીબ અને દરિદ્રીના દુ ખને દૂર કરવા પ્રયત્ન કરો

*　　*　　*

18 Have simpathy from within towards all if you have nothing to pay

જો તમો કાંઇ ન આપી શકતા હો તો સૌ પ્રત્યે અંતઃકરણ પૂર્વક સહાનુભૂતિ તો જરૂર દર્શાવો

*  *  *

19 Master your passions and heaven is not far

ઇંદ્રિયોના વિષયો ઉપર કાબુ મેળવો એટલે મોક્ષ તમારી હથેળીમાં છે

*  *  *

20 Remember that self control, self sacrifice, self confidence self reliance are the chief qualities for a man to be great

યાદ રાખો કે આત્મ સંયમ, આત્મભોગ, આત્મ શ્રદ્ધા અને આત્મ વિશ્વાસ એ આત્માને ઉચ્ચ કક્ષામાં મુકવા માટે મુખ્ય ગુણો છે

*  *

21 Remember that death forgets none sooner or later

વાં રાખજો કે મૃત્યુ મોડું અગર વહેલું આવશે પણ કોઇને ભુલનાર નથી

* * *

22 First deserve and than desire
પહેલા યોગ્યતા મેળવો અને પછી ઇચ્છા કરો

* * *

23 Prevention is better than cure
કોઈ પણ રોગનો સુધારો કરવા પહેલા તેને અટકાવવો વધુ ઠીક છે.

* * *

24 Once failure is half success
એક વખત નાસીપાસ થએલો અર્ધો ફતેહમંદ હોય છે

* * *

25 One angry moment often does what we repent for years, it works the wrong, we never make right by sorrow or tears

એક ક્રોધની ક્ષણ ઘણી વખત એવું કરે છે કે જેને માટે વર્ષો સુધી આપણે પશ્ચાત્તાપ કરવે પડે છે, અને એ કાળી ક્ષણ એવું ખોટું કામ કરે છે કે આપણે દિલગીરી કરવાથી અગર તો આંસુ સારવાથી તેને સુધારી શકતા નથી, માટે ક્રોધથી સદતર દૂર રહેવું જોઇએ

*　　　*　　　*

26 I slept and dreamt that life was a beauty I awoke and found that life was a duty

હું ઉંઘ્યો અને મને સ્વપ્ન આવ્યું કે જિંદગી એક જાતની સોંદર્યતા છે પણ હું જાગ્યો ત્યારે મને માલુમ પડ્યું કે જિંદગી એક જાતની ફરજ છે

*　　　*　　　*

27 Honour and shame from no condition rise act well your part and there the honour lies

માન અગર અપમાન કોઇ પણ પરિસ્થિતિ-
માંથી ઉત્પન્ન થતા નથી, તમો તમારો પાઠ સારી
પેઠે ભજવો તો ત્યાં સન્માન બેઠેલુજ છે

* * *

28 A man is a creature of circum
stances but a religious man is the lord
of himself and a master of circum
stances

માણસ સંજોગોનો કીડો છે પરંતુ ધાર્મિક
મનુષ્ય પોતાનો માલીક છે અને સંજોગોનો શેઠ
છે માટે સંજોગો અનુકુળ નથી એમ બોલવુ
એ ધર્મની ધગશનો અભાવ સુચવે છે

* * *

29 Give your ears to all, tongue
to none

તમારા કાન બધાને આપો પણ જીભ કોઇને
ન પો નહિ

30 Hear mu h but speak little
સાભળો ઘણુ પણ બોલો થોડુ

*     *     *

31 The tongue is the instrument of the greatest good and the greatest evil that is done in the world
જગતમા જે કાઈ સારૂ અથવા બુરૂ કાર્ય થાય છે તે બધુ જીભથીજ થાય છે

*     *     *

32 Do unto others as you would have others to do unto you
જેવો વર્તાવ તમો બીજા પાસે કરાવવા માગતા હો તેવુ વર્તન તમો બીજા પ્રત્યે કરો

*     *     *

33 Nothing is good or bad but thinking makes it so
કોઈ વસ્તુ સારી અગર ખરાબ નથી પણ તમારા વિચારો તેમ તમોને મનાવે છે

34 Success comes to the man who does not fear failure

નિષ્ફળતાના ભયથી જે ડરતો નથી તે જરૂર પોતાના કાર્યમા ફતેહ મેળવે છે

*  *  *

3ɔ Biggest room in the world is the room for self improvement

તમારા અવકાશનો સદ્ઉપયોગ જો કોઇ પણ વસ્તુ માટે હોય તો તે તમારા આત્માને મુધારવા માટે છે

*  *  *

36 I will speak ill of no mrn and spcak all the good I know of everybody

હું કોઇનુ બુરૂ બોલીશ નહિ દરેકના સત્કર્મોની પ્રશંસા કરીશ

*  *  *

37 A great man shows his greatness by the way he treats little mm

એક સામાન્ય માણસ પ્રત્યેના પણ શુભ
આચરણથી મોટા માણસની મોટાઇ માલુમ
પડી આવે છે

* * *

38 When a misfortune befills you,
do not find fault with the person, who
is apparent agent Scrutinize your co
nduct and perhaps you will find your
self responsible for the same

જ્યારે તમો દુખી થાઓ ત્યારે દુખ
આપવામા જે નિમિત્ત માત્ર થાય છે તેનો દોષ
કાઢશો નહિ, તમો તમારા પુર્વકૃત આચરણને
વિચાર કરશો તો માલુમ પડશે કે આ ભુલન
ભોગવવા માટે હુ જ જોખમદાર છુ

* * *

39 Character is property a man
known by what he loves friends, pla
ces books thoughts good or bad, from
this his character is told

શુભ આચરણ એક જાતની મીલ્કત છે, જે મનુષ્ય સાગ અગર બુરા મિત્રોને ચાહે છે, જે પુસ્તકો વાંચે છે, જેવા વિચાર રાખે છે, જે જગ્યાએ વસે છે તે તે વસ્તુ ઉપરથી એ કેવા આચરણનો છે તે જણાઇ આવે છે

* * *

40 A poor man wants something, a covetous man all things

41 Economy is not how little one may spend but how wisely one can spend it.

42 Never smile on other people's faults, your own faults may be a huge joke to others

કોઇની ભૂલ તરફ તમો હસો નહિ કારણકે તમારી ભૂલ પણ બીજા માટે વધુ હાસ્યને પાત્ર હશે.

43 It is a greater thing to know how to acknowledge a fault than to know how not to commit one

ગુન્હો જાણ્યા કરતા ગુન્હાની કબુલાત એ મોટી વસ્તુ છે

*　　*　　*

44 Fear of God is the beginning of wisdom

પરમાત્માથી ડરવુ, એ ડહાપણની શરૂઆત છે

*　　*

45 Love of money is the root of evil

પૈસાનો પ્રેમ સઘળા પાપોનુ મૂળ છે

*　　*　　*

46 As you sow so shall you reap

જેવુ કરશો તેવુ પામશો

*　　*　　*

47 Confidence makes a man strong therefore have confidence into yourself or your work

શ્રદ્ધા મનુષ્યને મજબુત બનાવે છે, માટે તમારા કાર્યમાં તથા તમારી જાતમાં શ્રદ્ધા રાખો.

* * *

48 Real religion is not a luxury of respectable folk but it is prime necessity of all

ખરો ધર્મ તે કઇ માનવતા માણસોની મોજશોખની વસ્તુ નથી, પરંતુ તે તો દરેકની અગત્યની જરૂરીઆત છે

* * *

49 Nothing is impossible, impossible is an adjective found in the dictionary of cowards

કોઇપણ વસ્તુ અશક્ય નથી, 'અશક્ય' એ વિશેષણ કાયર માણસના શબ્દ કોષમાંજ છે બીજે કઇ નથી



શ્રી શાન્તિનાથાય નમ



મો આ રા મ મ મા દ દો,
હ યા ગ દ લ ન ભ પા;
એતે યસ્ય ન વિદ્યન્તે,
ત દેવ નમામ્યહ



## બોધ દાયક દુહાઓ



અગુઠે અમત વસે લબ્ધિ તણો ભડાર,
શ્રી ગુરૂ ગૌતમ પ્રણમીયે, મનવાછિત ફળદાતાર
ધન ધન શ્રી અરિહતને, જેણે ઓળખાવ્યો લોક,
તે પ્રભુની પૂજા વિના, જન્મ ગુમાવ્યો ફોક
પાપ છુપાયા નવ છુપે, છુપે ન મોટે ભાગ,
દાબી દુબી ના રહે, રૂએ વીટી આગ

સંગત હુઇતો ક્યાં હુઆ, ગુણ શીખ્યા હે નાય,
પાન ફૂલ એક ડાળ હે, પણ પાન વાસના નાય ૪

કાચ કેરા નયન ધન, મોતી ઓર મન;
ટુટના લગ ના સધે, લાખો કરો જતન ૫

બડે ભયે તો ક્યા હુઆ, સબસે બડી ખજુર,
એકન દે છાયા નહિ, ફગ લાગે તો દૂર ૬

નિજ નાભિમાં કસ્તુરી, પણ સ્વાદ ન જાણે હરણી,
ગળા સુધી જો ઘૃત ભર્યું, પણ સ્વાદ ન જાણે બરણી ૭

એરણકી ચોરી કીની, સોયકા દીયા દાન,
ઉંપર ચઢકે દેખતે, કબ આવે વિમાન ૮

કામ ક્રોધ મદ લોભકી, જબ લગ મનમેં ખાણ,
તબ લગ પંડિત મૂરખ હી, દોનો એક સમાન ૯

કબીર શરીર [1]સરાય હે, ક્યોં સુતા સુખ ચેન,
કૂચ નગારા બાજતા, બજ રહા દિન રેન ૧૦

---

૧ ધર્મશાળા

કાકા દીસકા ધન હરે, કોયલ દીસકો દેત,
મીઠા વચન બોલકે, જગ અપના કર લેત ૧૧
મગજ જેહનુ પવન વશ, તેનો શો વિશ્વાસ,
પવન કદી વૃષ્ટિ કરે, કદી વૃષ્ટિનો નાશ ૧૨
ક્રોધે ચઢેલા ક્રોધીને, દીજે નહિ ઉપદેશ,
તેલ તપે જળ છાટતા, સળગી ઉઠે અલેપ ૧૩
પરણીને ઘર માડતા, સદા સહનતા તાક,
પરણ્યા પહેલા પોખતા, સાસુ તાણે નાક ૧૪
ગાળો સહન કરીયે મહા, ગાળે ગુમડા ન થાય,
જે ગમાર જન ગાળ દે, મુખ તેનુ ગંધાય ૧૫
જીવન જોબન રાજમદ, અવિચલ રહે ન કોય,
જો દિન જાય સત્સંગમે, જીવનકા ફળ સોય ૧૬
મન વિનાના પ્રેમમા, મઝા ન આવે લેશ,
લુણ વિનાની રસવતી, ખાતા ન આવે ટેશ ૧૭
ભાગ્યહીન કો નહિ મીલે, ભલી વસ્તુકા જોગ,
દ્રાક્ષ પાક જબ હોત હે, હોત કાક ચ ચુમે રોગ ૧૮

બુરી દુર્જન કી પ્રીતડી, ભલો સજ્જનનો ત્રાસ,
બાદલ જ્યું ગરમી કરે, તબ વરસની હી આસ ૨૭

સત વચન વરસા સુધા, શ્રોતા કુંભ સમાન;
એકા મોહમ ઢકણા, પડે ન ઘટમેં જ્ઞાન ૨૮

સંપ કરે સંપત્ત બઢે, ઘટે ધરે મન રીસ,
હોય અંક સુખ ફેરવે, તેસઠ કે છત્તીસ ૨૯

અધિકાર હો પાય કર, કીયા ન કુચ્છ ઉપકાર,
તાકે હી અધિકાર મેં, ન રહો આહિ અકાર ૩૦

ગોધન, ગજધન, રત્નધન, કંચન ખાણુ સુખાણ,
જબ આને સંતોષ ધન, સબ ધન ધૂળ સમાન ૩૧

ઉર કુપે તે પડે, જો કરતો મત ભંગ,
ભવોભવ દુ:ખ પીયો તે ભમે, દુર્ગારહો સદ્ગુરૂ સંગ ૩૨

માતા તો ભલી કાહડી, બીચમેં પોયા સુત,
માલા બીચારી કયા કરે, જપને વાલે કપુત ૩૩

પન્થ પન્થ સબ જગત કે, બાત બતાવત હોય,
સુખ દીને સુખ હોત હૈ, દુ:ખ દીને દુ:ખ હોય ૩૪

ખટ મીઠે ચરપલે, દો અગુલ કે બીચ,
સત કહે સુણો સતડી, મીલે કીચમે કીચ, ૩૫

સાધુ વે જો સાધે કાયા, કોડી એક ન રાખે માયા,
લેવે એક ન દેવે દોય, સોય નામ સાધુકા હોય ૩૬

સાકર તજે ન સરસતા, સોમલ તજે ન ઝેર,
સજજન તજે ન સજ્જનતા, દુર્જન તજે ન વેર ૩૭

પરમેશ્વરને પ્રીત, ઓર પરનારી સે હસના,
તુલસી દોનુ ના બને, આગે ખાના ઓરભસના ૩૮

એક રૂપૈયે સાપડે, નાણાવટુ ન થાય,
મળે સુઠનો ગાગડો, ગાંધી નહિ થવાય ૩૯

આ જગતમા અભિમાન તો, કદી ન કરશો કોય,
શેર તણે માથે કહો, સવાશેર પણ હોય ૪૦

કૃતઘ્નીને જે ગુણ કર્યો, વસ્તુનો વણસાડ,
ગધે ખાધુ ખેત તે, નહિ પુન્ય નહિ પાડ ૪૧

ચો ય ખરચ કરવુ ભલુ, ભલુ અધિક નહિ ભાઇ,
લેખન ભરી લખવુ ભલુ, નહિ રેડી રૂશનાઇ ૪૨

કરી જાણો ઉપયોગ તો, નિરૂપયોગી ન જણાય,
વાકાના પેડા બને, મીપે ઘાભતા થાય ૩૩

જો ઉપયોગ ન આવડે, અપાર ઉપજે શોક;
આજે અ જન આખતુ, મુખ ઉપર મૂરખ લોક, ૪૪

સદૈવ જે માથે રહે, તેમા ખટપટ થાય,
દાત નળે એમહિત, જરૂર છુમ દણાય ૪૫

તમા ન તજીએ તેહની, જેની ગરજ નદાય,
જળ માથે રીસાઇને, કહો મચ્છ કયા જાય ૪૬

જેની ગરજ પડે સદા, તેને કેમ ન તજય,
બાળે છે ઘર આગ પણ, ઘરમા એજ રખાય ૪૭

આટી કાર અટ વધી, શુ ચ પડે ન ઉકાય,
તાણીને તોડે નહિ, તો ઘર જુન ચવાય ૪૮

અતિ ઘણુ નહિ તાણીયે, તાણ્યે તુટી જાય,
તુટ્યા પછી જે સાધીયે, વચ્ચે ગાંઠ રહી જાય ૪૯

દિવસ ફરે તો દિલ વિષે, અવળા સુઝે ઉપાય,
કાગી [1]વાદીનો કરંડીયો, [2]મુશક સર્પ મુખ જાય ૫૦
સાત જેતના સર્વ જન, કીમત અક્કલ તુલ્ય,
સરખા કાગળ હુંડીના, આંક પ્રમાણે મુલ્ય ૫૧
યોગ્ય રીતે ઉપયોગથી, દુર્ગુણ પણ વખણાય,
કરીયે ક્રોધ અસત્ય પર, તો તે ગુણ કહેવાય ૫૨
નરમ ગરમ મળીને નીભે, નીભે ન સરખા બેય,
રહે રાખમા દેવતા, દારૂમા ન રહેય ૫૩
નિર્બળ પર જોરા મદુ, સબળ પર નહિ [3]ટાક,
[4]મની મુશક પર શુરીપણ, પણ [5]શ્વાન સામે પે શાક ૫૪
જુના ગોળાનુ જુઓ, બધુ જુઠમાં જાય,
વીંટી કરડે બાડને, સાચે જુઠ મનાય ૫૫
જેનુ માન જે કરે, કદી બીજે ન કરાય,
દીપક પ્રકટે કોડીયા, [6]રવિ વિણ રાત ન જાય ૫૬

---

૧ મદારી ૨ ઉંદર ૩ જોર ૪ બીલાડી ૫ કુતરો
૬ સૂર્ય

વગર બુદ્ધિએ જોરથી, થતું હોત જો કાજ,
વાઘ વરૂને વાહરા, કરત જગતમા રાજ ૫૭

જયા જેનો જરયો વસે, તે સ્થળ તે બળવાન;
બજારમા બળ શાહનું, [1]રાનીનુ બળ શ્વાન ૫૮

દુર્જનને ગુણ દીજીયે, કરે આપ અપકાર,
પ્રથમ હણે દેનારને, [2]મર્કટ કર તરવાર ૫૯

દુર્જનને ગુણ દીજીયે, ઉલ્ટો દુશ્મન થાય,
વાઘ પુરેલો પાજરે કાઢનારને ખાય ૬૦

[3]શઠને તો શિક્ષા વિના, કદી ન આવે જ્ઞાન,
ક્રુધી પશુને કરગરી, તો ન તજે તોફાન ૬૧

ગુણી જનમા અવગુણ કહે, તે અવગુણી પ્રમાણ,
કડવી સાકર ને કહે, જન તે રોગી જાણ ૬૨

દુર્જન કૃત નિંદા થકી, મટે ન સજ્જન માન,
નિંદે ઘુવડ [4]દિનેશને, પણ જશ ગાય [5]જહાન ૬૩

---

[1] જગતીનુ  [2] વાંદરો  [3] લુચ્ચો  [4] સૂર્ય
[5] દુનિયા

સુખ શી રીતે પામીયે, સંઘે દુષ્ટનો સંગ,
બાવળ પાસે બેસીયે, વાગે કાંટા અંગ. ૬૪
ન ગણે પર પોતાતણું, દુર્જન હેતા નાંસ;
કાપે સીંચે લીમડો, પણ આપે કડવાસ ૬૫
સંકટની શંકા ધરે, તેથી ન કાંઇ કરાયં;
શીખે તરવા શી રીતે, જે જલમા નહિ જાય ૬૬
જેસે [1]જ્વરકે જોરસે, ભોજનકી રૂચી જાય,
તેસે કુકર્મ કે ઉદયસે, ધર્મ વચન ન સોહાય. ૬૭
[2]તરૂવર સરોવર સંતજન, ચોથા વરસત[3]મેહ,
પરમારથ કે કારણે, ચારે ધરી છે દેહ ૬૮
કેક કામ અભ્યાસના, પણ નહિ બુદ્ધિ પ્રકાશ,
નટડી નાચે દોરપર, અક્કલ નહિ અભ્યાસ ૬૯
અપજશ પણ શુભ કામનો, અપજશ નહિ ઉદાસ,
અક્ષરમા સો શુભ ગણે, કાજળની કાળાશ ૭૦

---

૧ તાવના, ૨ ઝાડ ૩ વરસાદ

નિંદા તેની નવ ગમે, જેમા જેને સ્વાદ;
નિંદા કીધે વ્યસનની, વ્યસની ધરે વિવાદ ૭૧

રાજ કાજ કરનારના, વખાણ નિંદા થાય;
બનેયા ગૌરવ જમે, ગાળો પણ તે ખાય ૭૨

બળીયાથી સૌ કોઇ બીહે, નિર્બળને જ નડાય;
વાઘતણો માગે નહિ, ભોગ બકરાની માય ૭૩

પૈસાનો વળી પદવીનો, વિશેષ થયો વિશ્વાસ;
રાવણ કેરી ઋદ્ધિ પણ, પળમા પામી નાશ ૭૪

વિણ બુદ્ધિનુ માનવી, સમજોપશુ સમાન,
વાનરને પણ છે જુઓ, હાથ પાય મુખ કાન ૭૫

શોક ન કરીયે પ્રથમથી, લાભ થશે કે હાણ,
જગમાં મુરખ જન કરે, મુઆ પ્રથમ મોકાણ ૭૬

બીજાનું વાકુ કહે, મુરખ જગ મોઝાર;
ઉંટ ન જાણે આપના, વાંકા અગ અઢાર ૭૭

નવ સમજે ભાવાર્થને, કરે કાઇનુ કાઇ,
ફાનસ સળગાવો કહ્યું, નાખ્યુ બડકા માહી ૭૮

છોટા જનને આશરે, નસે ન મોટા હોય,
હાથી નાની હોડીયે, તરત ડુબાડે તોય ૭૯
મોટા તણી લડાઇમા, છોટા જન છુંદાય,
પાડેપાડા જ્યા લડે, ઝાડ તણો ક્ષય થાય ૮૦
ઉત્તમ જન હલકા પડે, તોયે હાથ તે હાથ,
છેક ન છોટા જાણવા, વાગ્યુ તો એ ભરૂથ. ૮૧
જ્યોતિષથી જો જોષિયો, ભવિષ્ય જાણે હોય,
તો જોષિની પુત્રીને, રંડાપો નવિ હોય ૮૨
મુઠ ચોરના મ ત્રથી, માણુસ મારી શકાત,
પગાર સઘળા સૈન્યનો, મ ત્ર શાસ્ત્રીઓ ખાત ૮૩
સ ગ અધર્મીનો કરે, ધર્મી પણ પીડાય,
તેમ ચોરની સ ગતે, શાહ કેદમા જાય ૮૪
ભલે હોય ભુડા ભલા, તોયે ભાઇ તે ભાઇ,
દાંત દુ ખાવે જીભને, તોય દાંત સુખદાઇ ૮૫
કડવો હોયે લીમડો, શીતળ જેની છાય,
બહુ હોય અબોલડો, તોએ પોતાની બાય. ૮૬

તીર્થે પાપ ટળે નહિ, જો મન મેલ ન જાય,
ખાળ કુંડીનું હાંકણુ, ધોએ ઉપર શું થાય ૮૭

જુદા સ્વભાવના જનો, દેખી ન ધરવો ખેદ;
તીખા, કડવા ને ગળ્યા, તરૂવરમાં પણ ભેદ. ૮૮

સજ્જન સૌના સ્નેહી પણ, દુષ્ટ તણું મન કાળ,
જગત્ પ્રસુ છે સૂર્ય પણ, ઘુવડ ગણે વીકરાળ ૮૯

ગણે નહિ ગંભીર જન, દુર્જનના અવાજ,
શ્વાન ભમે સો સામટા, ગણે નહિ ગજ રાજ ૯૦

બહુ જન મળીને કરે, તે એકે ન કરાય;
સાવરણી ઘર સજ્જ કરે, સળી એકે શું થાય ૯૧

અશક્ત પણ શક્તિ ધરે, કરે સપ સબળ,
જાય આંધળો કાશીએ, ધરી લુલાને સ્કન્ધ ૯૨

સત્યવાદી સાચુ વદે, હૃદયે ન ધરીયે રોષ;
નાક વિના નકટા દીસે, દર્પણનો શો દોષ ૯૩

જુગારી ફર કપટી, મકટ કઠે હાર,
ઘેલી માથે બેડલુ, રહે કેટલી વાર ૮૪

કુવા ઢાકણુ ઢાકણુ, ખેતરે ઢાકણુ વાડ,
બાપનુ ઢાકણુ બેટડો, ઘરનુ ઢાકણુ નાર ૯૫
કબીર કાયા કુતરી, કરત ભજનમે ભંગ,
જસા સા ટુકડા ડાલકે, કરો ભજન નિશંક ૯૬
નાથ વિનાનો બળદીયો, નાથ વિનાની નાર,
વટીજતા વાર શી, સમજુ કરો વિચાર ૯૭
અક્ષર એકે ન આવડે, પણ અભિમાન અપાર,
જગમા તેને જાણવો, સૌ મુરખ સરદાર ૯૮
અવગુણ ઉપર ગુણ કરે, એ સજ્જન અભ્યાસ,
સુખડ જો સળગાવીએ, આપે સરસ સુવાસ ૯૯
આવ નહિ આદર નહિ, નહિ નયનમે નેહ,
ઉસ ઘરકબુ ન જાઇએ, કંચન વરસે મેહ ૧૦૦
એક અવગુણે આપણુ, આખુ બગડે અંગ,
ચપટી હળદર નાખતા, જેમ ખીચડીનો રંગ ૧૦૧
કપડુ ચોરી દામ માગે, દાદો એવો દરજી,
એવા પાસે કયારે જઈએ, પુરા હોઇએ ગરજી ૧૦૨

કબીર કહે કમાલકા, દો બાતે શીખલે,
કર સાહિબકી બંદગી, ભુખ્યાકો અન્ન દે ૧૦૩

કહ્યું ન નીપજે એકથી, હોગટ મન કુલાય;
કમાડને તાણું મળી, પરનું રક્ષણ થાય ૧૦૪

તબ લગ જોગી જગગુરૂ, જબ લગ રહે ઉદાસ,
જબ જોગી આશા કરે, તબ જોગી જગ દાસ ૧૦૫

જેવા બીજને વાવશો, તેવા ઉગશે ઝાડ,
આંબાનું ફળ વાવશો, તો ઉગશે નહિ તાડ ૧૦૬

જે ઘર જિનમંદિર નહિ, જે ઘર નહિ મુનિદાન,
જે ઘર ધર્મ કથા નહિ, તે નહિ પુન્યનું સ્થાન ૧૦૭

ધનવંત કો કાંટા લગા, ખમા ખમા કરે લોક,
ગરીબ પર્વતસે ગીરે, વાત ન પુછે કોઈ ૧૦૮

નાચે કુદે તોડે તાન, દુનિયા દેવે ઉસકો માન,
શીલ સંતોષ ચુપકી ધરે, દુનિયા ઉસકી મશ્કરી કરે ૧૦૯

પરકી નિંદા જે કરે, કુડા દેવે આળ,
મર્મ પ્રકાશે પારકો, તેથી ભલો ચંડાળ ૧૧૦

તેલંજ્જ નર લાજે નહિ, કરોને કોટી ઉપાંય;
નાક કપાયુ તો કહે, અ ગે ઓ છો ભાર. ૧૧૧

નીચુ જોઇને ચાલતા, ત્રણ ગુણ મોટા હોય,
કાંટા ટળે દયા પળે, પગ પણ નહિ ખરડાય ૧૧૨

પુરવ દેખા પશ્ચિમ દેખા, દેખા મુલક શાલેકા,
એતીનોકા વિશ્વાસ નહિ કરના, અ ધા લુલા કાણેકા

સમજી પોતે સુધરીયે, સહુ જન નહિ સુધરાય, ૧૧૩
પગે પગરખા પહેરીયે, પૃથ્વી નહિ ઢકાય ૧૧૪

જાત ન પુછો સાધુકી, પુછી લીજીયે જ્ઞાન,
મોલ કરો તરવારકા, પડા રહને દો મ્યાન ૧૧૫

તુલસી વહાં ન જાઇએ, જહા આપકો ગામ,
દાસ મટયો તુલસી મટયો, ભયો તુલસીયો નામ

સોનુ ઘસાય રૂપુ ઘસાય, ઘસાય પત્થર પાણીયા, ૧૧
એક બે ને ત્રણ ન ઘસાય, વ્હોરો સોની ને વાણીયે

રાત ગમાઇ સોય કે, દીન ગમાયા ખાંય, ૧
હીરા જેસા મનુષ્ય ભવ, કોડી બદલે જાય ૧

સુખમાં સાંભરે ભારજા, દુઃખમાં સાંભરે માય,
બાંધવ ત્યારે સાંભરે, માથે વાગે ઘાય. ૧૧૯
કરે કષ્ટમાં પાડવા, દુર્જન ક્રોડ ઉપાય,
પુણ્યવંતને તે સવિ, સુખના કારણ થાય ૧૨૦
ચતુરને ચિંતા ઘણી, મુરખને નહિ લાજ,
ભલી બુરી જાણે નહિ, પેટ ભર્યાનું કાજ ૧૨૧
બાત બાત સબ એક હૈ, બતલાવન મેં ફેર,
એક પવન વાદલ મીલે, એક હી દેત વીખેર ૧૨૨
વા ફરે વાદળ ફરે, ફરે નદીના પૂર,
સજ્જન બોલ્યા નવિ ફરે, પશ્ચિમ ઉગે સુર ૧૨૩
જાણ આગળ અજાણ થઇએ, તત્વ લીજે તાણી,
સામો થાય અગ્નિ, તો આપણે થઇએ પાણી ૧૨૪
ચડતો દશાના ચાકડે, મરતો પલકમાં માનવી,
રટતો નહિ જિન નામને, તો ધુળ જિંદગી જાણવી.
સિંહ મુછ ભોરંગ મણી, કરપી ધન સતીનાર, ૧૨૫
જીવ ગયે પરકર ચડે, તેમ ક્ષત્રિય તલવાર ૧૨૬

ચતુરાઇ ચુલે પડી, ધિક્ક પડયો અવતાર,
તુલસી પ્રભુ ભજન વિના, ચારે વરણુ ચમાર ૧૨૭

અંતર શુદ્ધ કર્યા વિના, પ્રભુ ભજવા તે વ્યર્થ;
ઔષધ સેવે શું થશે, પળાય નહિ જો પથ્ય ૧૨૮

નિંદા હમારી જે કરે, મિત્ર હમારા હોય,
સાબુ લેવે ગાંઠકા, મેલ હમારા ધોય ૧૨૯

ઋણું સાધન માનજો, સદ્બોધ સાંભળવા,
ચર્ણુંની બક્ષીસ છે, સન્માર્ગ પર વળવા ૧૩૦

હાથનું ભૂષણ સદા, સત્કર્મ તેમજ દાન છે,
જેણે ધર્યો નહિ ધર્મ, તે માનવ નહિ હેવાન છે ૧૩૧

જેના હૃદયમાના ચમી, શુભ ધર્મ કેરી લાગણી,
એવા કપુતને જન્મ દેતાં, રહેજે જનેતા વાંઝણી ૧૩૨

લોક લાજ માયા તજી, તજ્યો સિંહાસન રાજ,
એક પ્રકૃતિ ના તજી, તેથી ભયો અકાજ ૧૩૩

ધન દેકર તન રાખીએ, તન દઇ રાખો લાજ,
તન ધન દોનો દીજીયે, એક ધર્મ કે કાજ. ૧૩૪

# સુંદર ભાવના

હે જીવ ? મહાન પુણ્યના ઉદયે, અ
કાળની રખડપટ્ટી પછી તને આર્યક્ષેત્ર, ઉત્ત
પાચે ઇંદ્રિયોની સાનુકુળતા અને દેવ ગુરૂ
શુભ સચોગ આદિ ધર્મસામગ્રીથી ભરપુર,
અમુલ્ય માનવભવની પ્રાપ્તિ થઇ છે તો
દુર્લભ સામગ્રીવાળા માનવજીવનને પ્ર
વ્યતીત ન કરતા તે તે સામગ્રીઓનો સદુ
કરી અનતકાળથી સસાર સમુદ્રમા ડુબી
તારા આત્માનો તેમાથી ઉદ્ધાર કરવા કમ

વળી સસાર ની અસારતા, લક્ષ્મીની ચ
આયુષ્યની અસ્થિરતા, સ્વાર્થી સ્નેહીઓની
પરાયણતા, કષાયોની ક્રુરતા, વિષયોની વિ

અને કર્મની ગહન ગતિ આદિ વસ્તુઓનો એકાન્તમા વિચાર કરી તે તે વસ્તુઓની અનિત્યતાની આત્માને પીછાણ કરાવ જેમ જેમ વસ્તુઓની ક્ષણભગુરતાને સમજતો જાય તેમ તેમ તે તે વસ્તુઓ ઉપરનો ખોટો મોહ ઉતારી પાપારભોમાથી જેટલુ બચી જવાય તેટલુ બચી ધર્મની આરાધનમા તત્પર બન

૦ ૦ ૦

અરે ચેતન ? તુ એકલોજ આવ્યો છે જવાનો પણ એકલોજ કોઇ કોઇનુ કોઇ નથી, સૌ પોતપોતાના સ્વાર્થમા રમે છે જ્યાસુધી તારી પાસેથી કાઇ સ્વાર્થ સધાતો હશે ત્યાસુધી તારા સ્વજન સબધી અગર મિત્રો તારૂ માનતાન કરી તારી ખબર અતર પૂછતા રહેશે પણ પોતાનો સ્વાર્થ નષ્ટ થતા તને છોડી દેતા તેમને જરાપણ વિલબ નહિ લાગે આ બધી વસ્તુ શું તુ નથી સમજતો ? અને જો સમજે છે તો પછી મારૂં

એવા નિશ્ચયપૂર્વક હાર્દિક પશ્ચાતાપ કર સુદેવ, સુગુરૂ અને સુધર્મના સ્વરૂપને ઓળખ, સમ્યકદર્શન જ્ઞાન અને ચારિત્ર એ રત્નત્રયીની આરાધનામાં ખૂબ રક્ત બન, કારણકે એ રત્નત્રયી અને તત્વત્રયીની પ્રાપ્તિ અત્યંત દુર્લભ છે

° ° ° °

તદુપરાંત ગમે તેવા પણ કઠોર સંજોગોમાં પણ ધર્મની વિરૂદ્ધ ન જવાય તેની ખૂબજ કાળજી રાખજે એટલું તો ખ્યાલમાં રાખજે કે કદાચ પ્રબળ પાપોદયને લીધે અગર અશક્તિ આદિના કારણે તું ધર્મ ન કરી શકે તો બહુ ચિંતા કરવા જેવું નથી પરંતુ તારા હાથે એક પણ અધર્મનું કાર્ય ન થાય, બીજા પાસે ન કરાવાય અને તેવા અધર્મના કાર્યને કરનારાઓની અનુમોદના ન થઈ જાય તેનો ખૂબ ખ્યાલ રાખજે આ સુંદર દિશાને જો તુ ભૂલ્યો તો સમજી લેજે કે મેળવમાં રૂલ્યો અને રૂલ્યા પછી માનવભવનું

સ્વર્ગનુ પણ દુર્લભ થઈ પડશે માટે માનવભવની ફરી પ્રાપ્તિ થાય એવીજ કાર્યવાહીમાં ભાગ લેજે.

* * * *

હે ભાગ્યશાળી ! વીતરાગશાસન જેવુ અનુપમ અને અજોડશાસન, તારા પ્રબળ પુણ્યોદયથી તને સાંપડયુ છે એ શાસનની કદર કરી તન, મન અને ધનથી એની જેટલી સેવા બજાવી શકાય એટલી બજાવી લેવા ભાગ્યશાળી બન જેટલા અંશે એની સેવાથી તુ વચીત રહેશે તેટલુ જ તારા આત્માને નુકશાન છે શાસનને કાંઈપણ ગુમાવવાનુ નથી વીતરાગ શાસનની સેવા ઉઠાવનારા તથા પ્રસંગ આવે તેને માટે પ્રાણ પણ પાથરનારા હજારો નરવીરો આજ શાસનમા પાકયા છે પાકે છે અને પાકશે માટે હું એની સેવા ન કરીશ તો આ શાસનનુ-શુ થશે એવી ખોટી ચિંતા અગર ખોટુ ઘમંડ કરીશ નહિ, તારે તારા આત્મના કલ્યાણના એક

ા) સ્વીકારી આત્માનુ થોડે ઘણે અંશે
યાણ કરવાનુ ચુકીશ નહિ ! ! ′

◆ ◆ ◆

ચેતન ! આ સસારની ખોટી મોહ
પાસમા ફસાઇ, ભાનભૂલો બની જો આ
ાવના ભાવી જીવનને ધર્મથી ઓતપ્રોત
યુ ચો સમજી લેજે કે દુર્ગતિને મેમાન
નેક દુ ખોને તુ ભાગી થઈશ એ નિસ
ત છે



# હિતશિક્ષા છત્રીશી

( સાંભળરે તું સજની મોરી—એ રાગ )

સાંભળજો સજન નર નારી,
હિત શિખામણ સારીજી,
રીસ કરે દેતા શિખામણ,
ભાગ્ય દશા પરવારી,
સુણજો સજ્જનોરે લોક વિરૂદ્ધ નિવાર
સુણજો૦ ૧

મુરખ બાળક જાચક વ્યસની,
કારૂ ને વલી નારૂજી,
જો સંસારે સદા સુખ વાછો,
ચોરની સંગતિ નિવારો સુણજો૦ ૨

વેશ્યા સાથે વણજ ન કરીએ,
 નીચશુ નેહ ન કરીએ જી,
ખાપણુ આવે ઘર ધન જાવે,
 જીવિતને પરિહરીએ સુણજો૦ ૩
કામવિના પર ઘર નવિ જઇએ,
 આળ ગાળ ન દીજેજી,
બળીયા સાથે બાથ ન ભરીયે,
 કુટુંબ કલહ ન કીજે સુણજો૦ ૪
દુશ્મન શુ પરનારી સાથે,
 તજીએ વાત એકાંતેજી
માત બ્હેન શુ મારગ જાતા,
 વાત ન કરીએ રાને સુણજો૦ ૫
રાજા રમણી ઘરનો સોની,
 વિશ્વાસે નવિ રહીએજી,
માત પિતા ગુરૂ વિણ બીજાને,
 [1]ગુહ્યની વાત ન કરીએ સુણજો૦ ૬

---

૧ છાની

મધુકળ્યા શુ ગામ ન જઈએ,
　　ઝાડ તળે નવિ વસીએજી,
હાથી ઘાડા આડી જાતા,
　　દુર્જનથી દૂર ખસીએ　સુણજો૦ ૭

રમત કરતા રીસ ન કરીએ,
　　ભય મારગ નવિ જઈએજી,
એ બહુ વાત કરે છાના છાની,
　　વીકા દેખા નવિ રહીએ　સુણજો૦ ૮

દુકાન વિણ વાત ન કરીએ,
　　ભાજન વિણ નવિ જમીએજી,
ધન વિદ્યાનો મદ[1] પરિહરીયે,
　　નમતા સાથે નમીયે　સુણજો૦ ૯

મૂરખ જોગી રાજા પંડિત,
　　હાસી કરી નવિ હસીએજી,
હાથી વાઘ સરપ નર વઢતા,
　　દેખીને દૂર ખસીએ　સુણજો૦ ૧૦

---

1 અભિમાન

કુવા કાંઠે હાસી ન કરીએ,
કેક કરી નવિ ભમીયેજી,
વગે ન કરીએ ઘર વેચીને,
[1]જુગટડે નવિ રમીએ સુણજો૦ ૧૧
ભણતા ગુણતા આળસ તજીએ,
લખતા વાત ન કરીએજી,
પર હસ્તે પર દુકાને,
આપણુ નામ ન ધરીયે સુણજો૦ ૧૨
નાસું માડીયે આળસ છડી,
દેવાદાર ન થઇએજી,
કષ્ટ ભયાદિક સ્થાન વજી,
દેશાવર જઇ રહીએ સુણજો૦ ૧૩
ધનવતોને વેશ મલીનતા,
પગ શુ પગ ઘસી ધોવેજી,
[2]નાપિત ઘર જઇ શિર મુડાવે,
પાણીમા મુખ જોવે સુણજો૦ ૧૪

---

૧ જુગારથી ૨ હજામ.

નાહવણુ દાતણુ સુંદર ન કરે,
એઠા તરણા તોડેજી, -
લોય ચિંતામણુ નાગો સુવે,
તેહને લક્ષ્મી છોડે સુણુજો૦ ૧૫

માતા ચરણે શિશ નમાવી,
બાપને કરીયે સલામોજી,
દેવ ગુરૂ ને વિધિએ વાદી,
કરે સંસારના કામો સુણુજો૦ ૧૬

બે હાથે માથુ નવિ ખણીએ,
કાન નવિ ખોતરીએજી,
ઉભા કેડે હાથ નવિ દીજે,
સામે પુરે નવિ તરીયે. સુણુજો૦ ૧૭

તેલ તમાકુ દૂરે તજીયે,
અણુગળ જલ નવિ પીજેજી,
કુલ વતી સતિને શિખામણુ,
હવે નર ભેગી દીજે સુણુજો૦ ૧૮

સસરો સાસુ જેઠ જેઠાણી,
નણદી વિનય [1]મા મુકોજી,
ચાણુપણે શેરી સંચરતા,
ચતુરા ચાત ન ચુકો સુણજો૦ ૧૯
નીચ સાહેલી શું સંગ ન કીજે,
[2]પરમંદિર નવિ ભમીયેજી,
રાત પડે ઘર બહાર ન જઇએ,
સહુને જમાડી જમીયે સુણજો૦ ૨૦
ધોબણ માલણ ને સુયાણ
જોગણ સંગ ન કરીયેજી,
સહેજે કોઇ આળ ચઢાવે,
એહ [3]ત્યાને કરીજે સુણજો૦ ૨૧
નિજ ભરથાર ગયો દેશાવર,
[3]તવ શણગાર ન ધરીયેજી,
જિમવા ન્યાત વિષે નવિ જઇએ,
દુર્જન દેખી ડરીયે સુણજો૦ ૨૨

[1] નહિ [2] પારકે ઘેર. [3] ત્યારે

પર ઘેરી ગરબો ગાવાને,
મેળે મેલે ન જાઇએજી,
નાવણુ ધોવણુ નદી કીનારે,
જાતા નિર્લજ્જ થઇએ સુણજો૦ ૨૩
ઉપડતે પગ ચાલ ચલીને,
હુનર સહુ શીખીયેજી,
સ્નાન સુવસ્ત્ર રસોઇ કરીને,
દાન સુપાત્રે દીજે સુણજો૦ ૨૪
શોક તણા લઘુ બાળક દેખી,
મ ધરો ખેદ હૈયામાજી,
તેહની સુખ રીતલ આશીષે,
પુત્ર તણા ફળ પામે સુણજો૦ ૨૫
બાર વરસ બાળક સુરપડિમા,
એ બે સરીખા કહીયેજી,
ભક્તિ કરે સુખ લીલા પામે,
ખેદ કરે દુખ લહીયે સુણજો૦ ૨૬

નરનારી એકેને શીખામણ,
મૂખ લવરી નહિ હસીયેજી,
ન્યાત મગાના ઘર છડીને,
એકલડા નવિ રહીયે સુણજ્યો૦
વમન કરીને ચિંતા કાળે,
નબજે આસન બેસીજી,
વિદીશે દક્ષિણ દિશ અંધારે,
ખોટચુ પશુએ પેસી સુણજ્યો૦
અણજાણે ઋતુવતી પાત્રે,
પેટ અજીરણ વેલાજી,
[1]આકાશે ભોજન નવિ કરીએ,
બે જણ બેસી ભેળા સુણજ્યો૦
અતિસે ઉનું ખારૂં ખાટું,
શાક ઘણું નવિ ખાવુંજી,
મૌનપણે ઓઠીંગણ વર્જિ,
જમતા પહેલા ન્હાવું સુણજ્યો૦

---

[1] ખુ નામાં

ધાન વખાણી વખોડી ન ખાવુ,
 તડકે બેસી ન જમવુ જી,
માદા પાસે રાત તજીને,
 [1]નરણા પાણી ન પીવુ સુણુજો૦ ૩૧
કંદમૂળ અભક્ષ ને બોળો[2],
 વામી [3]વિદલને વરજોજી,
જુઠ તજો પર નિંદા હિંસા,
 જો વળી નરભવ સરજો સુણુજો૦ ૩૨
નત પચ્ચખ્ખાણુ ધરી ગુરૂ હાથે,
 તીરથ જાત્રા કરીએજી,
પુણ્ય ઉદય જો મોટો પ્રગટે,
 તો સંઘવી પદ ધરીયે સુણુજો૦ ૩૩
મારગમાં મન મોકળુ રાખી,
 બહુ વિધ સંઘ જમાડોજી

---

૧ ભુખે પેટે ૨ લીંતુ
દુધ દહીં ૨

સુરલોકે સુખ સઘળા પામે,
પણ નહિ એવો દહાડો સુણુજો૦ ૩૪

તીરથ તારણ સિવસુખ કારણ,
સિદ્ધાચલ ગિરનારજી,
પ્રભુ ભાખે શુભ એણે ભવજલ,
તરીએ એક અવતારે સુણુજો૦ ૩૫

લૌકિક લોકોત્તર હિત શિક્ષા,
છત્રીસીએ બોલીજી,
પંડિતથી શુભ વીરવિજય સુખ,
વાટી મોહન વેલી સુણુજો૦ ૩૬



( ૯૩ )

## ચેતનને ચમકી

(રાગ—એશકે સામાન સબ એક દિન યહા રહજાયેંગે )

મોહસે તેરા કમાયા, ધન યહા રહ જાયગા,
પ્રેમસે અતિ પુષ્ટ કીયા, તન [1]જલાયા જાયગા,
પ્રભુ ભજનકી ભાવનાબિન, પરલોકમેં કયા પાયગા,
કુચ્છ કમાઈ યહા ન કીની, ખાલી હાથે જાયગા.
મોહસે૦

જન્મ માનવકા અપૂરવ, પા કે કર જગકા ભલા,
મત ગવા [2]ઘોટે કીમીકા,
જીવન યહ ઉડ જાયગા,
જુઠ છોડો ચોરી છોડો, છોડ દો [3]પરદારકો,
માયા મમતાકો તજે તબ,
મુક્ત ઝટ હો જાયગા મોહસે૦

---

1 બાળી નાખવામા આવશે  2 દબાવે
3 પારકીસ્ત્રી

તન કૈના હૈ ધન કૈના હૈ, સ્થિર કોઇ જગમેં નહિ,
પ્રાણ પ્યારા પુત્ર [1]દારા, સબ યહા રહ જાયગા,
જ્ઞાન ધરલે ધ્યાન ધરલે, [2]ચરણમેં કરલે રૂચિ,
ચપલ જગકી સબહી બાજી,
[3]છીનકમે ઉડ જાયગા મોહને૦ ૩
માત નહિ હૈ તાત નહિ હૈ, સુતનહિ તેરા સગા,
સ્વાર્થસે સબ અપને હોતે, અંતમે દેતે દગા,
મોહમેં કયો મર રહા હૈ,
ધ્યાનસે કર તન [4]સફા,
તપ કરીલો જપ કરીયો,
ભજન કર લેલો નફા મોહમેં૦ ૪
એકીલા યહાપે તુ આયા, એકીલાહી જાયગા,
કયો બુરે તું કર્મ કરતા, નરકમે દુ:ખ પાયગા,
વીરજીન ઉપદેશ દેતે, જો યહ દીલમેં લાયગા,
આત્મ કમલે લબ્ધિ લીલા,
જલ્દી વો નર પાયગા મોહસે૦ ૫

૧ સ્ત્રી ૨ ચારિત્ર ૩ થોડી વારમાં. ૪ ચોકખુ

## શ્રી વીરનો અમૂલ્ય સંદેશ

## ક્ષમા

---

રાગ—ગઝલ

ક્ષમા છે સારભુત સાધન,
જગતની જાળ હરનારૂં,
ક્ષમા ભવપાર કરનારી,
ખરૂં એ નાવ તરનારૂં ૧

ક્ષમાધારી ગયા મુક્તિ,*
ક્ષમા હારી ગયા નરકે,
ખરૂં સુખનું ક્ષમા સાધન,
ત્યજી તે પ્રાણીઓ ભટકે ૨

ભટકતા તે ભમે ભવમાં,
અટકતા મુક્તિ જાવાથી,
ક્ષમા જેવું નથી જાણી,
કહું છું સાચ દાવાથી ૩

ક્ષમાથી કેવલીની[૧] થઇ,
    મૃગા માતા ગયા મુક્તિ,
ક્ષમાની ભાવના ભાવો,
    કહ્યુ શાસ્ત્રે કરી યુક્તિ ૪
ક્ષમાવે તેજ આરાધક,
    વિરાધક અન્યથા જાણો,
સૂણી એ [૨]કલ્પની વાણી,
    ભલા લોકો [૩]ઉરે આણો ૫
ખરા શ્રી વીર ભજનારા,
    બને કેમ ક્ષાન્તિ તજનારા;
બને જો ક્ષાન્તિ તજનારા,
    નહિ શ્રી વીર ભજનારા ૬
ક્ષમા છે વીરનુ ભૂષણ,
    તમો છો વીરના ભક્તો,
ક્ષમાધારી ખરા વીરો,
    બનો કયા [૪]ક્રોધમા રક્તો ૭

૧ સાગર ૨ કલ્પસૂત્રની ૩ હૃદયમાં ૪ ક્રોધ,

ક્ષમા આતમ કમલ વિષે,
રહી જેના સદા દીસે,
વસે ત્યા આત્મલબ્ધિ છે,
વળી ત્યા સુખ [1]અબ્ધિ છે

## ત્યારે તું શુ કરીશ

બુદ્ધિમાન માનવ !

શરીર રોગોથી ઘેરાઇ જશે, વ્હાલાઓના ઉપાયો અફળ થશે, વૈદ્ય ડાકટરો પોતાના છેલ્લા ઉપાયો અજમાવી હાથ ખખેરશે, સૌ સ્નેહીઓ ગમગીન બનશે, ત્યારે તું શુ કરીશ ? શ્વાસ ઘુ ઘશે, નાડીના ધબકારા જુદા હશે, કોઈ અનેરા જ ભણકારા વાગતા હશે, દશેદિશામા નાખી નજર નહિ પહોચે ત્યારે તુ શુ કરીશ ? પાપના પોટલા બાધી પેદા કરેલા પૈસા, બગલા, મોટર, બગીચા,

---

[1] સુખનો સમુદ્ર

કારખાનાઓથી પલકમા સદાને માટે જુદા પડવાનો અવસર આવી લાગશે ત્યારે તુ શુ કરીશ?

પ્રાણથી વ્હાલી મનાતી પ્રેમદા, અને કુમળા બાળકોના માનેલા મીઠા સહવાસમાથી હમેશાના માટે છુટા પડવાનો અણધાર્યો અવસર આવી પહોંચશે ત્યારે તુ શુ કરીશ?

અથવા તો —

માથે ટાલ પડશે, કાનથી ઓછુ સભળાશે, આખે બરાબર સુઝશે નહિ, પાણી ટપકયા કરશે, નાકમાથી લીંટ ચુયા કરશે, મોઢામાથી લાળ ચાલી જતી હશે, ઉધરસ અને દમથી છાતી ભરાઇ ગઇ હશે, હાથ પગની શક્તિ નરમ પડશે, કમર વળી ગઇ હશે, લાકડીના ટેકા વિના ચાલવું ભારે થઇ પડશે, સહુ હાડ હાડ કરશે, સર્વથા પરવશ બનવુ પડશે, જીવન અકારૂ લાગશે, સ્વભાવ ચીડીઓ બની જશે, અને એકે ધારણા સફળ નહિ કરી શકાય ત્યારે તુ શુ કરીશ?

વિચારક પ્રાણી !

આવુ બધુ બનતુ દુનિયામા રોજ નજરે જોવાય છે જગતમા જીવોની આવી સ્થિતી બનતી તારા જોવામા આવે છે જુવાનીના જોરમા અને ધનવાનપણાની મદાંધતામા મહાલતાના બુરા હાલ થતા નજરે જોવાય છે

તારી આ દશા નહિજ આવે એવા ભરોસે રખે બેશી રહેતો ? વિષમ અવસ્થા વખતે દીનતા ન આવે, પોકાર ન કરવા પડે અને અશાતિમ પણ શાતિ અનુભવાય એ માટે અત્યારથી કાઇ વિચાર કરી લે પાણી પહેલા પાળ બાન્ધન સમજદાર ગણાય, પાળ બાધી નહિ અને પા ભરાયુ, તળાવ ફાટયુ, અને ધોધ ચારે બ વહેવા માડ્યા તે વખતે પાળ નહિ બધ ધાર્યું મનમા રહી જશે, મનોરથો માટીમા ર જશે, આશા નિરાશામા ફેરવાઇ જશે તે પસ્તાવાનો પાર નહિ રહે, માટે સારી અવસ

મળેલી શક્તિઓનો સદુપયોગ કરી લેવા માટે વિચાર કર, સર્વ અવસ્થામા કામ આવે અને સર્વ સ્થળે નિશ્ચિત બનાવે એવુ ભાતુ ભરી લે, પ્રમાદ નિદ્રામાંથી ધર્મ જાગરણમાં આવી જા, પછી કોઇ પણ અવસ્થા તને સતાવશે નહિ, સદા સુખ અને શાતિ તને છોડશે નહિ, પુરે પુરા આનદને અનુભવનારો બની જઇશ

## આજથીજ આટલું જરૂર કરો

૧ રાત્રે સુતા અને સવારે ઉઠતા ઓછામા ઓછા નવ નવકાર મ ન ગણવા

૨ હમેશા શ્રી જીનમ દિરમા દર્શન અને પૂજા કરવી

૩ ચોવીસ કલાકમાથી માન ૪૮ મીનીટની ફુરસદ કાઢી રોજ એક સામાયક તો જરૂર કરવુ

૪ સવારે ઓછામા ઓછુ નવકારસીનુ પચ્ચખાણ કરવુ (સૂર્યોદય પછી ૪૮ મીનીટે થાય છે)

૫ સાંજે ચઉવિહાર અગર તિવિહારનું પચ્ચ
ખ્ખાણુ કરવું

૬ દારૂ, માંસ, કંદમૂળ, વાસી ભોજન વિગેરે
ઉચ્ચકુળને નહિ શોભતી અભક્ષ્ય વસ્તુનો ઘરે
અગર બહાર સદંતર ત્યાગ કરવો

૭ હોટલ આદિના એંઠા-જુઠા ખાણાપીણાનો
તેમજ બીડી, ભાંગ, ગાંજો વિગેરે ભયંકર
વ્યસનોનો સદા માટે ત્યાગ કરવો જુગાર,
ચોરી, શિકાર, પરસ્ત્રી વિગેરેનો પણ ત્યાગ
કરવો

પોતાની ખાધેલી થાળી ધોઇને પીવી તથા
બીલકુલ એંઠુ છાંડવુ નહિ

ઉચ્ચ જીવન જીવવાનાં આ પ્રાથમીક પગ
થીઆ છે નાનામાં નાના બાળકથી લઇ વૃદ્ધ
સુધીના સૌ કોઇ આટલું તો કરી શકે તેમ
છે જૈનધર્મને પામેલા આત્મા પાસે આટલી
માગણી વધારે પડતી નથી આટલુ પણ ન

કરવાની ધારણા એતો જીવનને ઇરાદા પૂર્વક વેડફી નાખવાનો રસ્તો છે

## અન્તિમ આરાધના

શ્રી જિન કથિત્ જ્ઞાન, દર્શન ચારિત્ર તથા તપની આરાધનામા તત્પર મારો અન્તર આત્મા એક જ છે એ જ મારો છે આ સિવાય અન્ય સર્વને મે ત્યજી દીધા છે રાગ, દ્વેષ, મહામોહ અને કષાયરૂપ કારમા મેલને ધોઇને હુ અત્યારે નિર્મળ બન્યો છુ વળી સર્વ જીવો મને ક્ષમા આપો, કારણ કે હુ સર્વ જીવોને ખમાવુ છુ મારો આત્મા હાલ શાંત છે મારે કોઇની પ્રત્યે વૈર વિરોધ નથી જે કોઇ પણ વખત વાસ્તવિક રીતીએ મારા ચેતન સ્વરૂપ આત્માની સાથે સબંધ રાખી શકે તેમ નથી, એવી પર વસ્તુઓને મે અત્યારસુધી મારી નજીક ની માની લીધી, તેમજ પોતાપણાની બુદ્ધિ

धारण करी हती, हाल ते पोद्गलिक परवस्तु-ओने हु छोडी दउ छु, त्रिलोकनाथ महात्मा श्री तीर्थंकरदेवो, पापमलथी रहित श्री सिद्ध भगवन्तो तथा श्री जिनेश्वर प्रणीत धर्म अने सुसाधु पुरुषो मने मगळरूप बनो, त्रणेय लोकमा आज चार वस्तुओ श्रेष्टतम छे आ चार तत्वोज शरण करवा लायक छे आथी ससारना भ्रमणथी डरेलो हु आना शरणने स्वीकारु छु हु अत्यारे सर्व लालसाओथी निवृत्त बन्यो छु मनना दुष्ट विकल्पोने मे तद्दन रोकी लीधा छे हाल हु जगतना सर्व प्राणीवर्गने बधुरूप गणु छु सर्व स्त्रीओ मारे मन माता समान छे सर्व प्रकारना योगोनो निरोध करनार हु शुद्ध सामायिकमा हाल रहु छु

वळी अनत आनन्दना भोक्ता एवा श्री सिद्ध भगवन्तो मने करुणा दृष्टिथी नीहाळो अ

ભવમા કે અન્યભવમા મે જે કાઇ દુષ્કૃત આચર્યું હોય તે સર્વ દુષ્કૃતને વૈરાગ્યભાવથી યુક્ત એવો હુ આ અવસરે વારવાર નિન્દુ છુ સર્વ પ્રકારના પરિગ્રહ ઉપરની મમતા મે છોડી દીધી છે, મારી મનોવૃત્તિ અત્યારે આ પ્રમાણે છે, મારી વર્તમાન સ્થિતિના તત્વને શ્રી સર્વજ્ઞ ભગવન્તો સાક્ષાત જાણી શકે છે કેવળ મોક્ષની એક ઇચ્છાથી હુ સસારના સર્વ સબધોથી અળગો બન્યો છુ જન્મ મરણરૂપ મહા દુ ખોનો નાશ કરનાર શ્રીજિનેશ્વરદેવોના શરણે મે મારા આત્માને સોપી દીધો છે આ કારણે તે કરૂણા સાગર મહાત્મા પુરૂષો સદ્ભાવપૂર્વક અર્પિત થયેલા મારા સઘળાયે કર્મોનો નાશ કરો



# બોધ સંચય



૨૫૫


સંપાદક—

પૂજ્ય મુનિરાજ શ્રી

મહિમાવિજયજી મહારાજ





સહાયક—

ગાંધી અમુલખ હેમચંદ

(એ. પી. રેલ્વે) મુ૦ ચીંરાઈ